વિવિધ ગ્રંથમાળા, પુસ્તક ૧૯.

# નવાયુગની વાતો.

ભાગ ૨ જો.

લેખક—વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.
મુ. ચોરવાડ. (કાઠિયાવાડ.)

પ્રકાશક, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.
મંત્રી, ભિક્ષુ—અખંડાનંદ, ઠે. કાલબાદેવી મુંબઈ.

આવૃત્તિ પહેલી. પ્રત ૫૩૦૦.

વૈશાખ, સંવત ૧૯૬૮ (બીજું વર્ષ.)

છૂટક મૂલ્ય: કાચું પૂઠું ૦—૨—૬. પાકું પૂઠું ૦—૫—૦. | સોનેરી ૦—૧૦—૦. પોષ્ટેજ માફ.



# અનુક્રમણિકા.

વિષય.

**પ્રકીર્ણ વિષયો.**



**નવાયુગની વાતો.**

# નિવેદન.

'નવાયુગની વાતો' નો પ્રથમ ભાગ વિવિધગ્રંથમાળાના પ્રથમ વર્ષમાં નવમા પુસ્તકરૂપે બહાર પડયો હતો. તેના નિવેદનમાં ત્હેનો બીજો ભાગ બીજા વર્ષમાં પ્રસિદ્ધ થવા જણાવવામાં આવ્યું હતું. તે પ્રમાણે ૧૮ મા પુસ્તક રૂપે વાંચક વર્ગ સમક્ષ તે રજુ થાય છે.

આ પુસ્તકમાંની છેલ્લી 'મ્હારા દોસ્તો' નામની વાર્તા કે જેના પેટામાં જુદાં જુદાં અનેક સત્પાત્રો અને તેમનાં સત્કાર્યોનો સમાવેશ થાય છે, અને જે વાર્તા આ પુસ્તકનો અર્ધ ઉપરાંત ભાગ રોકે છે, તે વાર્તા આ પુસ્તકદ્વારા પ્રથમજ પ્રસિદ્ધ થાય છે; જ્યારે તેમાંની બાકીની ચાર વાતો જુદાં જુદાં માસિક ઇ૦ માં અગાઉ પ્રસિદ્ધ થઈ ચુકેલી છે.

આ પુસ્તકના લેખક વૈદ્ય **અમૃતલાલ સુંદરજી પઢિયાર.** આ પછીના તેમના ઉલ્લેખમાં 'ઈશ્વર ઈચ્છા હોય તો આવતા વર્ષમાં નવાયુગની વાતોનો ત્રીજો ભાગ ખાસ નવો' લખી મોકલવા જણાવે છે, તે બદલ તેમજ આ બીજો ભાગ પૂર્ણ નિષ્કામતાપૂર્વક પ્રસિદ્ધ કરવા તેઓએ આપ્યો છે. તે બદલ તેમનો ખાસ આભાર પ્રદર્શિત કરવામાં આવે છે.

આ પ્રકારની વાતો આ સમયમાં જનસમાજ માટે કેવી ઉપયોગી છે, તે વિષે 'નવાયુગની વાતો'ના પ્રથમ ભાગના નિવેદનમાં જે સંક્ષિપ્ત ઉલ્લેખ કરાયલો છે તેજ આ પ્રસંગે પુનઃ અવલોકી જવા વાંચનારનું ધ્યાન ખેંચી કૃપાળુ સર્વેશ્વરના સ્મરણપૂર્વક ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

મહા શિવરાત્રિ સંવત્ ૧૯૬૮ }<br>ફેબ્રુઆરી સન ૧૯૧૨. }

મંત્રી,<br>સ. સા. વ. કાર્યાલય.

# નવીન વિશેષ.

## (૧) શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા.

આ પુસ્તક હવે થોડાજ માસમાં પ્રસિદ્ધ થનાર છે. જે વિષેની વધુ હકીકત માટે જુઓ પાનું ૮

## (૨) ચરિત્રમાળા વિષે વિશેષ માહિતી.

નીચલાં પુસ્તકો ચરિત્રમાળાના ગ્રાહકોને રવાના થઈ ચૂક્યાં છે.

**પુસ્તક ૧-૨-શ્રી બુદ્ધ ચરિત્ર અને શ્રી બુદ્ધના ઉપદેશો.**

**પુસ્તક ૩-૮-ભારતનાં સ્ત્રીરત્નો, પ્રથમ ગ્રંથ ( બે ભાગમાં )**

ઉપલાં પુસ્તકો વિષે વધુ માહિતી અગાઉના પુસ્તકમાં અપાઈ છેજ. ચરિત્રમાળાના નવીન ગ્રાહક થનારને ઉપલાં પુસ્તકો હવે સાથેજ મોકલાય છે.

## (૩) દુષ્કાળનું દુઃખ—તે પ્રત્યે દરેકની ફરજ. (જુવો પાનું ૧૧)

## (૪) ગ્રાહકોને આ સાથે મોકલાયલી ભેટો.

(ક) **માંસાહારની વિરૂદ્ધ અને વનસ્પત્યાહારના પક્ષમાં વૈદ્યકીય સિદ્ધાન્તો.** ઉપલી ઉપયોગી બુક મુંબઇના જીવદયા જ્ઞાન-પ્રસારક ફંડના ઓનરરી વ્યવસ્થાપક શ્રીયુત લલ્લુભાઈ ગુલાબચંદ ઝવેરી તરફથી વિવિધ ગ્રંથમાળાના ગ્રાહકોને ભેટ દાખલ વહેંચવામાં આવે છે. તે માટે તેઓને ધન્યવાદ આપવામાં આવે છે. આ પુસ્તકમાં માંસાહારથી થતાં નુકશાનો વૈદક દૃષ્ટિથી, અનુભવી યુરોપીયન ડૉક્ટ-રોના અભિપ્રાય સાથે આપેલાં છે. ગુજરાતમાં હિંદુઓમાં માંસાહારનો વિશેષ પ્રચાર નથી; છતાં ગ્રંથમાળાના દરેક ગ્રાહકે આ પુસ્તક સારી રીતે વાંચી જઈને તેમાંના મુદ્દાઓ સમજી લેવા ઘટે છે. માંસાહારમાં

દોષ ન માનનાર મુસલમાન ઇ૦ બંધુઓનાં મનપર, હિંદુઓ અને જૈનોની દૃષ્ટિએ તેમાં રહેલા પાપની વાત અસર કરી શકશે નહીં; પરન્તુ આમાં તો માંસાહાર કરનારને તે આહારથી થતા ભારે નુકસાનની જે સમજણ આપવામાં આવેલી છે, તેવી સમજણ જેને પણ મળે, તેનું વલણ તે આહારથી દૂર રહેવા તરફ થાય તેમ છે. માટે દરેક વાંચનાર બંધુએ આ બુક વાંચી સમજીને તે સમજણ અન્ય માંસભક્ષી મનુષ્યોમાં પ્રેમ અને વિનયપૂર્વક ફેલાવાની જરૂર છે. કારણ કે વિનયરહિત–દોષ દૃષ્ટિપૂર્વક કહેવાતી શીખામણ ગમે તેટલી સત્ય છતાં અસરકારક થતી નથી. આ ચોપડી પણ પોતે વાંચ્યા પછી તેવાજ કોઈ મનુષ્યને, તેમની બુદ્ધિ અને સમજ શક્તિનો ઉપયોગ એ બાબતમાં કરવાની ભલામણ સાથે આપવી, એ એક શુભ કાર્ય છે. માત્ર એકજ મનુષ્ય માંસાહારથી અટકે, તો તેથી તેના આખા જન્મમાં થઇને સેંકડો જીવોનો ભક્ષ થતો અટકે; અને તેને પોતાને શારીરિક નુકશાન થતું અટકે; તેમજ તેના વંશમાં અને મિત્રોમાં પણ તેવી અસર થયા વિના રહે નહીં. એ કંઇ થોડા પુણ્યની વાત નથી. આશા છે કે દરેક વાંચનાર બંધુ અમારી ઉપલી પ્રાર્થનાપર પૂરતું ધ્યાન આપી તે ખાતે ઘટતું કરશેજ. અને તેમ કરવાથી માંસાહારને છોડવાના જે કાંઈ બનાવો બને, તેની બનતી વિગત અમારા તરફ મોકલી આપશે; તો ઘણા આભાર સાથે તેનો સદુપયોગ કરવા અમે ચૂકીશું નહિ.

**(ખ) પ્રાચીન ૠષિઓએ ઇશ્વર સ્વરૂપનું કરેલું વર્ણન.**

ઉપલું પુસ્તક નડીયાદ નિવાસી સ્વર્ગસ્થ મોતીલાલ રણછોડદાસ સરૈયાના સ્મરણાર્થે તેમના સુપુત્ર રા. ગોકળદાસ તરફથી વિવિધ ગ્રંથમાળાના ગ્રાહકોને ભેટ મોકલવામાં આવ્યું છે.

એ પુસ્તક તેના નામ પ્રમાણેજ ઉપયોગી છે. વાંચક બંધુઓનાં પવિત્ર હૃદયો તે વાંચી સમજીને અધિક પવિત્ર–સદ્‌ગુણી થાઓ !

(૪) કેટલોક ઉતારો. 'ભારતનાં સ્ત્રી રત્નો'માંનો (જુઓ પૃષ્ઠ ૧૮.)

(૫) **સ્વામી રામતીર્થ.**

ગતવર્ષમાં સ્વામી શ્રી રામતીર્થજીના અલૌકિક ઉપદેશનું 'વિવિધ ગ્રંથમાળા'માં નીકળેલું પુસ્તક વાંચકવર્ગમાં ઘણુંજ પ્રિય થઈ પડયું હતું; તે પુસ્તકના બાકીના કેટલાક ભાગો ચાલુ વર્ષ માટે છપાય છે. ઈશ્વર ઇચ્છા હશે તો તે હવે પછીના પુસ્તક દાખલ નીકળશે.

(૬) **હવે પછીનું પુસ્તક** કાર્યાલયના કેટલાક માણસોને બહાર ગામ જવાનું હોવાથી હવે પછીનાં જ્યેષ્ટ, અષાઢ, તથા શ્રાવણ માસનાં પુસ્તકો શ્રાવણ માસના અરસામા સાથેજ રવાના થશે.

(૭) **આવુંજ ઉમદા બીજું વાંચન** (જુઓ પૃષ્ટ ૯)

## મૂળ શ્લોક, શ્લોકાર્થ તથા ટિપ્પણી સહિત

# શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા

અથવા

### મહાત્માશ્રી જ્ઞાનદેવજીએ સેંકડો વર્ષ પૂર્વે 'શ્રીમદ્ ભગવદ્ગીતા'પર રચેલી 'ભાવાર્થ દીપિકા' નામની ઓવીબદ્ધ વિસ્તૃત મરાઠી ટીકાનો

## ગુજરાતી અનુવાદ.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો વિચાર બે વર્ષથી ચાલુ છતાં વિવિધ કારણે તે છપાવવાનું છેક હાલમાંજ શરૂ થઈ શક્યું છે જેથી અષાઢ માસમાં તે બહાર પડશે.

આ પુસ્તકનું કદ રોયલ આઠપેજી સુમારે ૮૦ ફોર્મનું એટલે કે આ ગ્રંથમાળા કરતાં બેવડાં મ્હોટાં એવાં (૬૫૦) પૃષ્ટનું થશે. અને તે (૭૫) પોણોસો રતલી મજબુત ચીકણા અને જાડા કાગળો પર છપાય છે.

શરૂઆતની ધારણા કરતાં કાગળ, સાઈઝ, કદ, ખર્ચ વિગેરેમાં ફેરફાર થવાથી સોનેરી નામવાળા પાકા પૂઠા સાથે રૂ. ૨) અને ૫૦ રતલી કાગળવાળાની રૂ. ૧–૧૦–૦ કિંમત રાખી છે. પોષ્ટેજ તથા વી. પી. ખર્ચ આઠ આના વધુ છે.

### અગાઉથી નામ નોંધાવનારને ખાસ લાભ.

અગાઉથી ગ્રાહક થઈ દરેક પ્રત દીઠ આઠ આના અનામત મોકલી આપનાર પાસેથી દર પ્રતે ચાર આના કમી લેવાશે.

**સૂચના.**—(૧) રૂબરૂમાં અથવા રેલ કે ટપાલ રસ્તે પુસ્તક મોકલતી વખતે અગાઉ મળેલી રકમ બાદ કરીને બાકીની રકમજ વસુલ લેવાશે. (૨) પાછળથી પુસ્તક ખરીદવાનો વિચાર ફરી જાય તેમણે સવેળા જણાવવાથી અગાઉ મળેલા પૈસા તેમના ખર્ચે પાછા મોકલાશે. (૩) સામટી ૭ પ્રત રેલ રસ્તે મંગાવવાથી ખર્ચ પોષ્ટેજ કરતાં ઘણું બચશે.

### 'વ્યવસ્થાપક' સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

મુખ્ય સ્થળ મુંબઈ નં. ૨. શાખા અમદાવાદ.

# 'આવુંજ ઉમદા બીજું વાંચન.'

નવાયુગની વાતોનો પહેલો ભાગ તેમજ આ બીજો ભાગ વાંચવાથી તેના સુયોગ્ય લેખક વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયારના દેશકાળને અનુસરતા ઉન્નતિકારક, અને મનન તથા ગ્રહણ કરવા યોગ્ય ઉમદા વિચારો અને તે વિચારો દર્શાવવાની તેમની સરળ અને અસરકારક શૈલીની દરેક વાંચનારને પ્રતીતિ થશેજ.

જેમને એવી પ્રતીતિ થઈ હોય અને તેથી કરીને જેઓ એ લેખકના એવાજ ઉત્તમ અને હિતાવહ અન્ય લેખો વાંચવાને ઇચ્છતા હોય, તેમને જણાવવાનું કે તેમના તરફથી પ્રસિદ્ધ થયેલાં બીજાં નીચલાં પુસ્તકો કોઈ લાઇબ્રેરીમાંથી કે ઓળખીતા પાસેથી મેળવીને, અથવા શક્તિ હોય તેમણે ખરીદીને વાંચવાં.

**૧ સ્વર્ગનું વિમાન.**
**૨ સ્વર્ગની કુંચી.**
**૩ સ્વર્ગનો ખજાનો**
**૪ સ્વર્ગનાં રત્નો.**

આ ચારમાંનું દરેક પુસ્તક પ્રભુપ્રેમ, પ્રભુભક્તિ, પ્રભુપૂજા અને પ્રભુસેવા ઇત્યાદિ બાબતોમાં જીવોમાં ચાલતી અજ્ઞાનતા, તથા તેથી તેમનાથી થઇ જતી ભૂલો, અને વગર સમજણની રહેણી કરણી ઉપર અજવાળું પાડી, જીવોને તે વિષે ખરી સમજણ મળે અને પ્રભુભક્તિનાં ઉત્તમ રહસ્યો તથા રીતિઓ જીવોને સમજાઇ તેઓ ખરા માર્ગે વળે; એ પ્રકારના સેંકડો દાખલા દૃષ્ટાન્તો તથા વાર્તાઓ આ દરેક પુસ્તકમાં આપેલાં છે. જે વાંચતાં વાંચનારના હૃદયપર ઉત્તમ અને સચોટ અસર થયા વિના રહેતી નથી. ઉપલામાંનું ત્રીજું પુસ્તક હાલ મળતું નથી; અને ચોથું પુસ્તક થોડા માસમાં છપાઈ પ્રસિદ્ધ થનાર છે.

૧ સંસારમાં સ્વર્ગ.
૨ સાચું સ્વર્ગ.
૩ સ્વર્ગની સીડી;
૪ સ્વર્ગની જીંદગી.

આ ચારે પુસ્તકો વિવિધ વિષયોપર દેશકાળને અનુસરતા અનેક ઉન્નતિકારક, હિતાવહ વિચારોથી ભરપૂર છે. એટલુંજ એ વિષે લખવું; એ 'નવાયુગની વાતો'ના બે ભાગો વાંચી ચૂકેલા સજ્જનો માટે પૂરતું ગણાવું જોઇએ. એમાંનું ચોથું પુસ્તક હજી પ્રસિદ્ધ થનાર છે.

૧ સ્ત્રીઓનું સ્વર્ગ.
૨ સ્વર્ગની સુંદરીઓ.

આ બે પુસ્તકો ખાસ સ્ત્રીવર્ગના સંબંધમાં લખાયલાં છે; છતાં પુરૂષવર્ગ માટે પણ તે તેટલાંજ ઉપયોગી છે. એ પુસ્તકોની રચના, શૈલી, અને તેમાં જણાવેલા ઉમદા વિચારો, તથા રૂડા આદર્શોની મહત્તા તેના વાંચનથીજ ખ્યાલમાં આવી શકે તેમ છે. એમાંનું 'સ્વર્ગની સુંદરીઓ' નામે પુસ્તક તો છેક હાલમાંજ નવીન પ્રસિદ્ધ થયેલું છે. જે સધવા તેમજ વિધવા સન્નારીઓ પોતે વિવિધ મહત્તા અને ઉપયોગિતાસંપન્ન સ્વર્ગની દેવીઓ બનવા ઇચ્છતી હોય; અને જે જે સજ્જનો પોતાની સ્ત્રીઓને, ભગિનીઓને, અને પુત્રીઓને તેવી દૈવી સન્નારીઓ બનાવવાને ઇચ્છતા હોય; તેમણે અવશ્ય આ પુસ્તકનું અવલોકન કરવું જોઇયે; અને કુટુંબમાંની સ્ત્રીઓમાં તે વાંચી સંભળાવવું જોઇએ.

ઉપલાં પુસ્તકો રોયલ ૧૨ પેજી ૪૦૦ થી ૫૦૦ પાના સુધીનાં કદનાં અને સુશોભિત સોનેરી પૂઠાવાળાં છે. પ્રથમનાં ચાર પુસ્તકોની કિંમત એકેક રૂપીઓ અને બાકીનાં દરેકની દોઢ રૂપીઓ છે. આ સર્વ પુસ્તકો નીચલે ઠેકાણેથી મળે છે.

**જીવણલાલ કરસનજી ઠાકર.**

ઠે. ઠાકુરદ્વારરોડ, ભાંગવાડી હાથીબીલ્ડીંગ ત્રીજે માળે-મુંબાઇ.

# દુષ્કાળનું દુઃખ તે પ્રત્યે દરેકની ફરજ.

ગુજરાતના દુર્દૈવે આ વર્ષ દુષ્કાળનું નિવડ્યું છે. દુષ્કાળ પીડિત મનુષ્યો અને પશુઓની દુઃખદાયક સ્થિતિનો ખ્યાલ આપી, તેમના પ્રત્યેની ફરજો તરફ ધ્યાન ખેંચનાર એકાદ પુસ્તક વિવિધ ગ્રંથમાળાના પુસ્તક દાખલ ચાલુ વર્ષના પોષ કે મહા માસના અરસામાં આપવાનો અને તેની સાથેજ દુષ્કાળપીડિતો માટે વિવિધગ્રંથમાળા તરફનું ફંડ ઉઘાડવાનો વિચાર શરૂઆતથીજ હતો; પરન્તુ લેખકની અનિવાર્ય રોકાણોને લીધે તે લેખ તૈયાર થવાને મોડું થઈ જવાને લીધે યોગ્ય સમયે તે પ્રસિદ્ધ થઈ શકે તેમ ન રહેવાથી તે વિચાર દિલગીરી સાથે બંધ રાખવો પડ્યો છે. આ પુસ્તકનો છેલ્લો ફૉર્મ પ્રેસમાં આપવાના અરસામાંજ એક સુયોગ્ય ગુર્જર ભગિનીનો એ વિષયપર લખેલો એક ટુંકો છતાં લાગણીથી ભરપૂર હૃદયદ્રાવક ઉલ્લેખ પ્રસિદ્ધ દૈનિક 'સાંજ વર્તમાન' માં તા. ૧-૩-૧૨ ના અંકમાં પ્રકટ થયેલો જોવામાં આવતાં વિવિધ ગ્રંથમાળાના વાંચકવર્ગની જાણ માટે તે નીચે ઉતારવામાં આવે છે.

"નીચેનો ફકરો જરૂર વાંચો, વાંચીને વિચાર કરો અને દયાળુ જીગરમાં દયાને માટે જગ્યા કરો, વાંચીને ભુલી નહીં જતાં—પણ પ્રાતઃ કાળમાં સ્મરણ કરજો, કે દુકાળના આવા બારીક પ્રસંગે આપણા દેશના દુઃખી મનુષ્ય પ્રાણીઓને અને અવાચક ઢોરોને આફતમાંથી બચાવવાની ખાસ ફરજ છેઃ—"

"અરે! ગુજરાતની રસાળ ગણાતી ભૂમિ આજે દુકાળથી પીડાય છે! રોટલીના ટુકડા માટે અશક્ત, નિર્ધન, લાજ આબરૂવાળાં મધ્યમ સ્થિતિનાં કુટુંબો ગુજરાતની ભુમિના ઘણા ભાગો તરફ દયા અને આંખમાંથી આંસુ નીકળે તેવી કંગાળ સ્થિતિમાં આજે ખાવાનું મળશે,

હાશે ખાવાનું મળશે, એવો દીલાસો આપી પોતાના વહાલા બાળકોને છાતી સાથે ચાંપતાં નજરે પડે છે! અરેરે! ભુખ અને દુઃખથી કેટલાંક કુટુંબો પોતાનાં વહાલાં બાળકોને વેચતાં કે પરધર્મીઓને સોંપતાં માલમ પડે છેઃ અરેરે! એક રોટલીનો ટુકડો હાથમાં આપતાં બિચારાં બાળકો ખેંચાખેંચ કરી ટુકડે ટુકડો વહેંચી લે છે. શરીર ઉપર કપડાં પહેરવાનાં ફાંફાં હોય છે!! શિયાળો, ઉનાળો અને ચોમાસાની રૂતુ-ઓમાં-કાંઈ પણ સાધન વગર બિચારાં દુર્બળ હાડપિંજર જેવી આંખોમાં ખાડા પડેલા સંખ્યાબંધ લોકો જ્યાં ત્યાં શહેર અને ગામડાઓમાં નજરે પડે છે-કોઈ કોઈ દિવસોએ કોઈ દયાળુ આદમીઓ તેવાં લોકો પ્રત્યે દયા બતાવી ખાવાનું આપતા હશે. અરેરે! જે ગુજરાતની ભૂમિ અગાઉ જોરાવર કદાવર અને મણ, અડધો મણ દૂધ આપતાં ગાય ભેંસ આદિ ઢોર પ્રાણીઓની અસંખ્ય સંખ્યાની હસ્તી ધરાવતી હતી. તે આજે માત્ર પાંચ શેર કે ભાગ્યેજ દશ શેર દૂધ આપતાં ઢોરોની અતિ અલ્પ સંખ્યા ધરાવતી માલમ પડે છે. જ્યાં ત્યાં દુબળાં, અશક્ત, જીવવાની આશા વગરનાં, ઢોર પ્રાણીઓ આ ગુજરાતની ભૂમિ ઉપર રખડતાં રઝળતાં માલુમ પડે છે. અરેરે! તેવાં પ્રાણીઓને જોઇએ તેટલા પ્રમાણમાં ખાણ, ઘાસ, ચારો નીરવામાં આવતો નથી-ગાય ભેંસ જેવા ઢોર-પ્રાણીઓ ઉપર આ ગુજરાતની ભૂમિનું-તેની પ્રજાનું જીવન છે તેની ઉપર આપણા ગુર્જર બંધુઓ ઘણીજ બેદરકારી બતાવતા માલમ પડે છે. અરેરે! જે પ્રાણીઓ આપણા જીવનને માટે પૌષ્ટિક ખોરાકો જેવાં દૂધ, દહીં, ઘી, માખણ, પેંડા, બરફી વગેરે સર્વે સામગ્રીઓ આપનારાં છે, તેના નિર્વાહના સાધન પ્રત્યે બેદરકારી બતાવી નિર્દય બનું તે વિચાર કરતાં દેશ અને પ્રજાને માટે ભવિષ્યને માટે એક ગંભીર આફત સમજાય તેમ છે. યાદ કરો! સાંભળો અને વિચાર કરો! ક્યાં છે તમને આઠ દશ કે બાર રૂપીયે મણના ભાવે મળતું ઉત્તમ ઘી?

ક્યાં છે તમો પીતા તે દૂધના ભરેલા લોટાને લોટાઓ ? અફસોસ અફસોસ ! થી એક અત્તર જેવી મોંઘા મુલની વસ્તુ થઇ પડી છે, અછતને લીધે તેમાં દગાફટકા કરી ભેળસેળ કરવામાં આવે છે. ગાય ભેંસને પાળનારાઓની સ્થિતિ દયાપાત્ર છે. તેઓ જોઇએ તેટલા પ્રમાણમાં તેવાં પ્રાણીઓને ખોરાક આપવાની શક્તિ ધરાવી શકતા નથી. વેપારમાં ખોટ પડે છે તેથી દગા ફટકા કરી લોભને ખાતર પાણી જેવાં રસકસ વગરનાં સ્વાદબેસ્વાદ દૂધ આપણને આપવા લાગ્યા છે. શું આવી સ્થિતિ ગુજરાતની ભૂમિ માટે અને તેમાં વસતી પ્રજાને માટે ભવિષ્યમાં ભયંકર અને અફસોસકારક નીવડવાનો સંભવ નથી ?"

"ક્યાં છે અગાઉના શાહ બાદશાહો, દિવાન, દયાળુ શ્રીમંતો, ધર્માચાર્યો–ધર્મગુરૂઓ–કે જેઓ હજારો ગાયોનું પોતાને ત્યાં જતન કરી ઉત્તમ પ્રકારે રક્ષણ કરતા હતા ? અરેરે ! કાળ વિપરીત છે વિચારો અજબ છે ! સ્વાર્થી મોહમાયા અને વૈભવમાં ગુલતાન બનનારાં છે ! ! માનપાન, મોટાઈ મોજશોખ અને વૈભવ વિલાસમાં લાખો રૂપીઆની બરબાદી કરવા અરસપરસ હરીફાઈ કરશે–પણ પરોપકાર દયા અને દયાળુ ઢોર પ્રાણીઓને મદદ કરવાનું કહેવામાં આવતાં ઉંડો વિચાર પડી જશે. અને કંટાળો ખાઈ નહીં છુટકે દયાની ખાતર નહીં પણ મદદ માગનારની શરમ ખાતર કાંઈ નિર્જીવ મદદ આપી વિદાય કરશે. અરેરે ! વિચાર કરો ! કાંઈ પણ વિચાર કરો ! ! તમારી ગુજરાતની ભૂમિ અજબ ગજબની ભયંકર દશામાં ગિરફતાર બનેલી છે ! જાગો ! જુવો ! દેશની અંદરખાનેથી સડતી સ્થિતિનો અનુભવથી વિચાર કરો ! ! આવી દુઃખમય સ્થિતિનાં વર્ણન ગુપ્ત રહેલાં છે. કોઈ કોઈની પીડા કરતાં નથી. ફક્ત "હું, મારી અલી અને કીકલાના "જ સ્વાર્થી આનંદમાં મોજ માનનારી પ્રજા દેશ અને દુઃખી પ્રજાનો અવાજ સાંભળી ઘટતા ઇલાજો લેવામાં બેદરકાર બનતી જાય

ઉ—અફસોસ! આવી દુઃખમય સ્થિતિનાં વર્ણન વાંચતાં—સાંભળતાં ગુર્જર ભૂમિના વિચારવંત વૃદ્ધ, યુવાન કે બાળક પ્રજાના હૃદયમાં કંપારી છુટ્યા સિવાય રહે તેમ નથી."

જ્યારે ફરવા નીસરૂ, બહાર શહેર બજાર, બહુ નિર્ધન નજરે પડે, દુઃખીઓ આ ગુજરાત.

"અરે ઓ વહાલી ગુજરાત! તારા દુઃખી, નિર્ધન, દુબળા ખેડુતોની સ્થિતિ ક્યારે સુધરશે? અરે! તારાં ગરીબ ઢોર, પ્રાણીઓ, પોતાનાં હાડકાં અને ચામડામાં રૂધિર માંસવડે કદાવર અને જોરાવર બની અમારા માટે પૌષ્ટિક ખોરાકનો પુષ્કળ જથો આપનારાં ક્યારે થઈ પડશે? અરે! તારી રસાળ ભૂમિ ઉપર લીલીછમ જેવી ઉત્તમ વનસ્પતિઓ અને અનાજના ચોકબંધ જથાઓ ક્યારે પાકશે? અરે! શ્રીમંતો, રાજા મહારાજાઓ, દયાળુ સદ્‌ગૃહસ્થો, ધર્માચાર્યો ધર્મગુરૂઓ, અને દયાળુ હિંદી બ્હેનો! દેશની દુઃખી નિર્ધન અનાજ વગર દુઃખી થતી પ્રજાને ખાતર—બિચારા ઘાસચારાની તંગી ભોગવતાં અવાચક દયા ઉપજે તેવી સ્થિતિમાં આવી પડેલાં ઢોર પ્રાણીઓની ખાતર—ગુર્જર ભૂમિના નાકને ખાતર કમર કસી સુખ દુઃખ વેઠી ગમે તે પ્રકારે મદદ કરવાનું અભિમાન ધરો! લોખંડની તીજોરીમાં પડેલી લક્ષ્મીની થેલી-ઓને દેશ અને પ્રજાના ઉદ્ધાર માટે સદુપયોગમાં વાપરવા, ઓ ભલા ભાઇઓ! જીગરમાં દયા ધરો! "ભલા કર ભલા હોય ગા"—જે તારી પાસે હોય તો દેશ અને પ્રજાના ભલા કામમાં ઉપયોગ કર! ભલા કામો કરવામાં તારી તીજોરી કદી પણ ખાલી થવાની નથી—અને ઇશ્વર તને મદદગાર બનશેઃ—આશા છે કે કોઈ પણ પુરૂષ કે સ્ત્રી પોતાની શક્તિ મુજબ આવા દુકાળ પ્રસંગે કાંઈ પણ મદદ કર્યા સિવાય બેસી નહિ રહે!! શ્રીમંતોએ પોતાની ઉદાર વૃત્તિએ મોટી રકમોની મદદ કરવામાં પછાત પડ્યું જોઈતું નથી—મધ્યમ અને ગરીબ સ્થિતિ

ભોગવતાં સંસાર ચલાવનારાઓએ યાદ રાખવું કે " ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય "—પોતાની ઇચ્છા મુજબ કાંઈ પણ રકમની આવે વખતે મદદ કરવી તે પોતાની ખાસ આ ગુજ-રાતની ભૂમિ પ્રત્યેની ફરજ અદા કરવાની છે એમ સમજવું."

" દુકાળ ફંડમાં પોતાની ઇચ્છા મુજબ રકમ મોકલનારાઓ નીચેને સરનામે અથવા મુંબઈમાં ધી ઇંડીયન સ્પીશી બેંકમાં તેમજ મજકુર બેંકની દેશાવરોની શાખાઓમાં પોતાના નામ સાથે સૌ: જમનાબાઈ નગીનદાસ સક્કઇના ખાતામાં નાણાં ભરશે તે ખુશીથી સ્વીકારવામાં આવશે. લી. શુભેચ્છક,

**સૌ. જમનાબાઇ નગીનદાસ સક્કઇ.**

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનાં પ્રમુખ; સેવાસદનના ઓન. જોઈંટ સેક્રેટરી.

નં. ૬૧, બાણગંગા, વાલકેશ્વર—રામનિવાસ બંગલો. મુંબઇ.

ઉપલો લેખ વાંચતાં કયા સહૃદય માનવબંધુના અંતઃકરણમાં દયાનો સંચાર થયા વિના રહેશે ? વિવિધ ગ્રંથમાળા તરફથી સ્વતંત્ર ફંડ શરૂ થતાં તેમાં જે અનેક સજ્જનોએ યથાશક્તિ રકમો મોકલી આપી હોત; તેવા દરેક સજ્જને પોતાથી બનતી યથાશક્તિ મદદ અ. સૌ. જમના બાઈ સક્કાઇના ફંડમાં મોકલી આપવા અમારી ખાસ ભલામણ છે. માત્ર એક શેર અનાજ પેદા કરીને તેટલાપરજ ગુજરાન ચલાવનાર ગરીબમાં ગરીબ મનુષ્ય પણ, તેમાંથી ધારે તો અધોળ અનાજ પોતાથી વધુ દુઃખી મનુષ્યો અને પશુઓ માટે સુગમતાથી કહાડી શકે છે. દાનધર્મની પૂર્ણ મહત્તા સમજનાર આર્યોના આર્યત્વ-હિંદુત્વનું કંઇ પણ અભિમાન જેમના હૃદયમાં રહેલું હશે, તેમને આ વિષે વધુ વિનવવા શી જરૂર છે ?

નડીયાદ ખાતે ' હિંદુનિરાશ્રિત ફંડ ' ના સુયોગ્ય અને પ્રતિષ્ઠિત વ્યવસ્થાપકો તરફથી ' આબરૂદાર છતાં દુષ્કાળને લીધે નિરાશ્રિત થઈ

પડવાને લીધે 'કહી પણ ન શકે અને સહી પણ ન શકે' એવી સ્થિતિમાં આવી પડેલાં સેંકડો મનુષ્યોને મદદ કરવાનું સ્તુત્ય કાર્ય જારી છે. એ ફંડની મદદ મેળવનારાઓની સંખ્યા સુમારે પાંચસોની થએલી છે. આ ફંડને પણ મદદની ખાસ જરૂર છે.

નડીયાદનું 'હિંદુ અનાથાશ્રમ' કે જે પણ હિંદુ નિરાધાર બાળકોની રક્ષા પાલનપોષણ અને અધ્યયનને માટે બનતું કાર્ય બજાવી રહ્યું છે. તે પણ દુષ્કાળના સમયમાં પરધર્મમાં વટલી જતાં હિંદુ બાલકોના રક્ષણાર્થે આવા સમયે દરેક સજ્જનની ખાસ મદદને પાત્ર છે.

નડીયાદનાં ઉપલાં બન્ને ખાતાંઓ એક બીજાથી જુદાં અને સ્વતંત્ર છે. બન્ને ખાતાંઓના વ્યવસ્થાપકોની પરોપકાર વૃત્તિ તથા નિષ્કામતા વિષે આ લખનારની જાતિ માહિતી પૂર્વક ખાત્રી હોવાથી એ બન્ને ખાતાંઓને બનતી મદદ કરવા ભલામણ છે.

એ શિવાય દુષ્કાળ બાબત સાંજવર્તમાન, ગુજરાતી, ઈ૦ પેપરો-દ્વારા અને બીજી સંસ્થાઓ તથા સદગૃહસ્થોદ્વારા ઉઘડેલાં ફંડોમાંથી જ્યાં જેને ઠીક લાગે ત્યાં બનતી મદદ કરવા દરેક વાંચનારને ભલામણ છે. એક પ્રસિદ્ધ ગુર્જર સાક્ષર યોગ્યજ વદે છે કે,—

હસનારાંની સાથે હસવું તો ઘટે,
રોનારાંની સાથે રોવું તેમજે;
એક બીજાનાં આંસુડાંઓ લૂછતાં,
નરનારી સૌ ઉંચાં ચ્હડશો એમજે

પ્રિય વાંચક ? એક યા બીજા પ્રકારે બીજા કોઈની મદદ મેળવવી પડે એવા સમયનો અનુભવ તો કોઇપણ પ્રસંગે તને પણ થયો હશે-જ ? યાદ કર ! તે સમયની તારી આતુરતા અને મદદ મળી આવતાં અંતઃકરણનું ઠરવું આજે એથી અનેક ગણી આતુરતાથી હજારો માનવ

બંધુઓ દીન ચ્હેરે મદદ માટે ઇચ્છે છે—અરે રૂએ છે! સેંકડો અનાથ બાળકો અને પશુઓ વધુ અને વધુ દુઃખી બનતાં જાય છે!

ભારતના અમૂલ્ય સાધનરૂપ અને ઘાસના બદલામાં ઉત્તમ નવનીત પૂરૂં પાડનાર લાખો ગાયો, ભેંસો આજે તૃણ વિના મુંગે મ્હોડે ટળવળે છે! વાંચનાર! આ સર્વ બીના વાંચ્યા પછી ત્હારે ખાતર, ત્હારા આત્માની શાન્તિને ખાતર, ત્હારા દેશને ખાતર, ત્હારા માનવ બંધુઓને ખાતર, ત્હારા પ્રભુને ખાતર, અને ત્હારા પવિત્ર ધર્મને ખાતર બનતી ઉદારતા ત્હારે દર્શાવવીજ જોઇએ!

સ્વસ્વકર્મના યોગે સૌ કોઇ સુખી દુઃખી હોવાના મખ્ખીચૂસોના મૂર્ખતાપૂર્ણ વિચારને વળગી રહેવાની ભૂલ કરતો નહિ! જ્યાં સુધી ખાવા પીવામાં, કમાવામાં અને હરેક સારા નરસા પ્રસંગે બીજાઓની સામિલગિરિની, મદદની, સહવાસની તને જરૂર હોય ત્યાં સુધી ત્હારા શિરપર બીજાઓને—અને તેમાં પણ દુઃખીઓને તો ખાસ—મદદ કરવાની પવિત્ર ફરજ શાસ્ત્રો અને અનુભવ તથા યુક્તિથી સિદ્ધજ છે, એટલુંજ નહિ પણ તેઓને ત્હારા ઉપર મદદ મેળવવાનો ખાસ હક છે. આ ફરજ—આ હક નહિ અદા કરનાર નિશ્ચય પાપભાગીજ છે. જુઓ આપણા મહાન્ ઉપદેશક શ્રી કૃષ્ણ પરમાત્મા શ્રી મુખે શું ઉપદેશે છે:—

**यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्व किल्बिषैः ।**
**भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥ गी- अ. ३. श्लो. १३**

યજ્ઞ કરતાં (એટલે ભૂખ્યાને આપતાં) બાકી રહેલું અન્ન જમનાર સત્પુરૂષો સર્વ પાપથી મુક્ત થાય છે, બાકી પોતાને માટેજ રાંધનારાઓ તો અન્નનું નહિ પણ કેવળ પાપનુંજ ભક્ષણ કરે છે.

**'મંત્રી' સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય.**

# કેટલોક ઉતારો.

રા. રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત રચિત 'ભારતનાં સ્ત્રી રત્નો' ગ્રંથ ૧ લો, નામે ૭૫૦ પૃષ્ઠનું જે પુસ્તક 'ચરિત્રમાળા'નાં ૩ થી ૮ સુધીનાં પુસ્તકો બદલ એકત્ર બંધાઇને હાલ તેના ગ્રાહકો તરફ રવાના થઈ ચૂક્યું છે; તેની પ્રસ્તાવના તથા નિવેદનમાં તેની રચના ઈ૦ વિષે તેમજ આ સંસ્થાના કામ વિષે જણાવાયલી હકીકત 'વિવિધ ગ્રંથમાળા' ના વાંચક બંધુઓની જાણ માટે અત્ર ઉતાર-વામાં આવે છે.

**લેખકની પ્રસ્તાવનામાંથી,—**

"વાંચક બન્ધુઓ અને ભગિનીઓ ! પ્રત્યેક કાર્ય કરવા સારૂ મનુષ્યને સારા આદર્શની જરૂર પડે છે. એકાદ ચિત્ર આલેખતાં પહેલાં કોઈ સારા ચિત્રનું અવલોકન કરવાની આવશ્યકતા પડે છે. સુંદર અક્ષર લખતાં શિખવું હોય તો સારી દસ્તખત શિક્ષક કોપીબૂક વગર ચાલતું નથી; ત્હેવીજ રીતે મનુષ્યને ઉત્તમ ચરિત્રવાન્ થવું હોય તો ત્હેણે સારા મનુષ્યોનાં ચરિત્રને આદર્શસ્થાને રાખવાં પડે છે."

"ભારતના રત્નભંડારમાંથી થોડાંક સ્ત્રીરત્નો ત્હમારી સમક્ષ મૂક-વામાં આવ્યાં છે. એમના ચરિત્રમાં ઐતિહાસિક અંશ કેટલો છે એનો નિર્ણય કરવાનું કામ વિદ્વાન્ પુરાતત્ત્વવેત્તા અને ઇતિહાસવેત્તાઓનું છે. પરંતુ એટલું તો નિશ્ચયજ છે કે જે ધર્મશાસ્ત્રો અને પ્રાચીન ગ્રંથોમાં એ ચરિત્રો મળી આવે છે; તે શાસ્ત્રો અને ગ્રંથો, શતાબ્દીઓ થયાં ભારતવાસી સ્ત્રી પુરૂષોની શ્રદ્ધા અને ભક્તિરૂપી પ્રેમ પુષ્પાંજલિ પ્રાપ્ત કરતાં આવ્યાં છે. ભારતવાસીઓના ચરિત્રઘડનમાં એ ચરિત્રોએ—પછી ભલે ત્હેમને દંતકથા કહો કે ઇતિહાસ કહો—ઘણી અગત્યની મદદ

આપી છે. એમના ચરિત્રમાંના તે વિષયો આ વૈજ્ઞાનિક યુગમાં ત્હમને અતિશયોક્તિના રંગથી રંગેલા અને બુદ્ધિ તથા તર્કને અગમ્ય તેમજ અસંભવિત જણાય ત્હેમનો ત્યાગ કરજો; પણ એમાં રહેલા સારરૂપ અંશનો સ્વીકાર કરતાં સંકોચાશો નહિ."

"ભારતવાસી રમણીઓને અનુકરણ કરવા યોગ્ય સન્નારીઓનાં ચરિત્રો પૃથ્વીના દરેક દેશમાં અને દરેક યુગમાં મળી આવશે પરંતુ વિજાતીય સન્નારીઓના આદર્શનું પૂર્ણ રૂપે અનુસરણ કરવું ભારતવાસી સ્ત્રીઓને માટે સંભવિત અને અનુકૂળ નથી. પ્રત્યેક દેશનાં હવા પાણીમાં થોડો ઘણો ભેદ હોય છે તેમ પ્રત્યેક જાતિના અને પ્રત્યેક યુગના આદર્શમાં પણ થોડો ઘણો ભેદ હોય છે. પ્રત્યેક જાતિના આદર્શની તુલના કરતી વખતે ત્હેમના રીતરિવાજ, ત્હેમના સંયોગો, ત્હેમની ધાર્મિક ભાવનાઓ, ત્હેમનાં શાસ્ત્રો, ત્હેમની પરંપરાગત ભાવનાઓ વગેરે વાતો ધ્યાનમાં લેવી જોઇએ, અને ત્યાર પછી ત્હેમના ચરિત્રમાંના સારાંશો બની શકે તેટલી રીતે ગ્રહણ કરવા જોઇએ."

"ભારતવર્ષમાં જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે વિદેશીય આદર્શોનું સર્વાંશે અનુકરણ કરવાનો પ્રયત્ન થયો છે, ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે ત્હેનાં ફળ જનસમાજને સંતોષ ઉપજાવે એવાં નીવડયાં નથી. આપણા દેશની મહિલાઓએ ત્હેમના જીવનને ઉત્કૃષ્ટ બનાવવું હોય તો ત્હેમણે પ્રાચીન ભારતવર્ષની સન્નારીઓના દ્રષ્ટાંતનું અનુકરણ કરવું જોઇએ. ગાર્ગી, મૈત્રેયી, સીતા, સાવિત્રી આદિ સન્નારીઓને આદર્શસ્થાને સ્થાપવી જોઈએ. એમના ચરિત્રનું મનન કર્યાથી ભારતવાસી સ્ત્રીઓને નિઃસંદેહ ઘણો લાભ થશે. અલબત એ અનુકરણ બિલકુલ આંખ મીંચીને ન થવું જોઇએ. ઉર્દુ કહેવતમાં જ્હેને 'લકીર કે ફકીર' કહે છે ત્હેવા ન બનવું જોઇએ. એ સન્નારીઓના સમયમાં અને હાલના સમયમાં આકાશ પાતાળ જેટલું અંતર છે. હાલનું

હિંદુસ્થાન કાંઈ વૈદિક યુગનું ભારતવર્ષ રહ્યું નથી. એ સમયના દ્રષ્ટાન્તોનું પૂર્ણપણે એટલે કે દરેક ન્હાની અને નજીવી વિગતોમાં અનુકરણ કરવાની જરૂર નથી. જનક અને યાજ્ઞવલ્કયના સમયના રીત રીવાજ આજ કાલના હિન્દુસમાજમાં પ્રચલિત નથી, વૃક્ષોની છાલ પહેરીને, ફળ અને કંદમૂળનો આહાર કરીને, વનવાસમાં જતાં ધનુર્ધારી પતિની સાથે વનમાં અને નિર્જન પર્વતોમાં વિચરવાનો પ્રસંગ વીસમી શતાબ્દીની રમણીઓને પ્રાપ્ત થવાનો નથી. પતિની પાછળ દેહોત્સર્ગ કરવાનો પ્રસંગ રહ્યો નથી અને રહેવો જોઈએ પણ નહીં. પરન્તુ બદલાગેલા સંયોગોમાં પણ પ્રાચીન ભારતની સ્ત્રીઓના ઉત્તમોત્તમ ગુણોનું અનુકરણ આજની સ્ત્રીઓ કરી શકે એમ છે, સાવિત્રીની સરળતા, સીતાની સ્વામી પરાયણતા, દ્રૌપદીની તેજસ્વિતા, મૈત્રેયીની ધર્મજીજ્ઞાસા, જનાનું આત્મસન્માન, બૌદ્ધસેવિકા સ્ત્રીઓની સેવા-પરાયણતા આદિ સદ્દગુણોનું યથાસાધ્ય અનુસરણ કરીને ભારતવાસી નારીઓ ત્હેમના જીવનને મહત્વયુક્ત બનાવી શકે એમ છે.”

“વાંચક ભગિનીઓ ! ‘આદર્શ સન્નારીઓ કેવળ અતિ પ્રાચીન યુગમાંજ થઈ ગઇ છે; કલિયુગમાં તો સતીઓનો આવિર્ભાવ થઈ શકેજ નહીં. એ તો સત્યયુગની દેવીઓ હતી અને અમે તો પામર, દેહધારી નારીઓ છીએ’ એવો ભૂલભરેલો મિથ્યા વિચાર એક ક્ષણને માટે ત્હમારા પવિત્ર હૃદયમાં જવા દેશો નહીં. આત્માની ઉન્નતિ કરવા પ્રયત્નારને સારૂ આજે પણ સત્યયુગ પ્રવર્તી રહ્યો છે.”

“સર્વ કાલ અને સર્વ દેશમાં વ્યાપી રહેલા જગન્નિયંતા પરમાત્માની કરૂણાદૃષ્ટિ આજે પણ ત્હમારા ઉપર એવીને એવીજ થઈ રહી છે. ખરા અંતઃકરણથી, શુદ્ધ, સાત્વિક, વિદુષી, ભક્ત, પરોપકારી અને પતિવ્રતા બનવાનો સંકલ્પ કરો એટલે ભક્તવત્સલ ભગવાન્ ત્હમને પણ પ્રાચીન યુગની સન્નારીઓની માફક, યોગ્ય સહાય આપવા સદા તત્પરજ રહેશે.”

"ભારતવર્ષના મધ્ય યુગમાં જેને સાધારણ રીતે લોકો ઐતિહાસિક યુગના નામથી ઓળખે છે, ત્હેમાં પણ અનુકરણ કરવા યોગ્ય, આદર્શરૂપ સદ્‌ગુણી સન્નારીઓનો અભાવ નથી. એટલુંજ નહીં પરન્તુ છેક આધુનિક યુગમાં પણ એવી અનેક સન્નારીઓ થઇ ગઇ છે, કે જેના સદ્‌ગુણોનું અનુકરણ કરીને ત્હમે ત્હમારા જીવનનું સાર્થક કરી શકો છો. સદ્‌ભાગ્યે ભારતની વિદ્યમાન સન્નારીઓમાંની પણ અનેક પોતાના ઉત્તમ ચરિત્રનો દિવ્ય પ્રકાશ ચારે તરફ પ્રસરાવી રહી છે. એ બધા યુગમાંની સન્નારીઓમાંથી પણ થોડાંક અનુકરણ કરવા યોગ્ય દૃષ્ટાન્ત ગુર્જર મહિલાઓ આગળ મુકવાની ઇચ્છા છે. ગુજરાતી બ્હેનો ! ત્હમે પણ ઉચ્ચ સદ્‌ગુણોથી ત્હમારા આત્માને વિભુષિત કરો અને વર્તમાન યુગના આદર્શ પ્રમાણે ત્હમારા કર્તવ્યોનું યથાર્થ પાલન કરીને ત્હમારાં માનવ જીવનને સફળ કરો, કે જેથી ભવિષ્યના લેખકો અને ચિત્રકારોને ત્હમારા ઉજ્વલ ચરિત્રો આલેખવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય. અસ્તુ !"

**'મંત્રી' ના નિવેદનમાંથી,—**

"'ભારતનાં સ્ત્રીરત્નો' ને ૧. પ્રાચીન યુગનાં રત્નો; ૨. વચલા (ઇતિહાસિક) યુગનાં રત્નો; ૩. વર્તમાન યુગનાં રત્નો; એવા ત્રણ વિભાગોમાં ગોઠવી ત્રણ ગ્રંથરૂપે પ્રસિદ્ધ થયેલાં જોવાની તેના લેખક મહાશયની શુભેચ્છા, અને તે તૈયાર કરવાના તેમના પ્રશંસનીય પ્રયાસના પ્રથમ પરિણામરૂપ આ પ્રથમ ગ્રંથ છે. ભારતવર્ષને પ્રાચીન યુગમાં પોતાની અલૌકિક મહત્તાના દિવ્ય પ્રકાશથી દીપાવી, સ્થૂલ ભાવે વિદેહ થવા છતાં, પૃથ્વીપરની નારી જાતિને અદ્યાપિ પર્યન્ત પોતાના આદર્શરૂપ ચિરસ્થાયી કીર્તિદેહ વડે ઉન્નતિના પથે આકર્ષી રહેલાં એવાં પૂજ્ય પવિત્ર ૧૨૫ મહાન્ સ્ત્રીરત્નોનાં ચરિત્રો આ ગ્રન્થમાં સમાયલાં છે."

"ઉક્ત સાક્ષર તરફથી 'ભારતનાં સ્ત્રીરત્નો' નો બીજો ગ્રંથ પણ અત્યાર અગાઉ તૈયાર થઈ આવી પ્રેસમાં અપાઈ ચૂકેલો છે; જે છપાઈ

રહેથી અષાઢ કે શ્રાવણમાં ગ્રાહકો તરફ રવાના થશે. ભારતવર્ષનાં વચલા (ઇતિહાસિક) યુગનાં લગભગ ૧૨૫ સ્ત્રીરત્નોનાં દિવ્ય ચરિત્રોનો તેમાં સમાવેશ છે."

"અત્યાર સુધીમાં સ્ત્રીવર્ગનાં ચરિત્રોનાં પુસ્તકો વિશેષે કરીને ( પાઇકા ) ટાઇપમાં પ્રસિદ્ધ થયેલાં છે. આ પુસ્તક પણ તેજ ટાઇપમાં છપાત તો હજી પણ તેની ઓછી કિંમત રહેત; પરન્તુ સ્ત્રી વર્ગની ન્યૂન કેળવણી તરફ જોતાં તેમના ખાસ ઉપયોગનાં આવાં પુસ્તકો મ્હોટા ટાઇપમાં છપાય તો તે, તે વર્ગને વાંચવામાં વધુ સુગમ થાય; એવી લેખક બંધુની યોગ્ય સૂચનાને માન આપીને આ પુસ્તક 'સવાઇ' ના ટાઇપમાં છપાવવામાં આવ્યું છે."

"દેશવિદેશનાં મહાન સ્ત્રી પુરૂષોનાં ઉપયોગી ચરિત્રો ગુજરાતી ભાષામાં સર્વથી પ્રથમ, સદ્‌ગત સાધુ પુરૂષ **શ્રી નારાયણ હેમચંદ્રે** વીરમંડળ ૪૦ પુસ્તકોદ્વારા ઇ. સ. ૧૮૮૬ અને તેની આસપાસના સમયમાં ઠીક સંખ્યામાં પ્રસિદ્ધ કર્યાં હતાં. તે પછી સતીમંડળ, મહાજન મંડળ, ચરિત્ર ચંદ્રિકા, સતીધર્મ પતિસેવા, જૈન સતીમંડળ, સતી ચરિત્ર સંગ્રહ ઇ૦ સ્ત્રી વર્ગનાં તેમજ સ્ત્રી પુરૂષ ઉભય વર્ગનાં સંક્ષિપ્ત ચરિત્રોના સંગ્રહરૂપ પુસ્તકો અત્યાર સુધીમાં નીકળેલાં જાણમાં છે. જેની કિંમત રૂ. ૧) થી રૂ. ૧૦) સુધીની અને જેમાં સ્ત્રી વર્ગનાં ચરિત્રોની ૭૦ થી માંડીને ૧૬૨ સુધીની સંખ્યાનો સમાવેશ છે."

"સાહિત્ય ( વાંચન ) ની દરેક શાખાની પેઠે જીવનચરિત્રોની શાખામાં પણ એક બીજાથી કાંઇ નહિ ને કાંઈ પણ વિશેષતાવાળાં પુસ્તકો એક પછી એક યોજાઇ પ્રસિદ્ધ થતાં રહે; એ તે શાખાની ઉન્નતિ અર્થે આવશ્યક હોવાથી, ઉપર પ્રમાણે જીવનચરિત્રોનો સંગ્રહ ગુર્જર ભાષામાં પ્રસિદ્ધ કરવાની શરૂઆત કરનાર, તેમજ તે પછી તે

વિષયનાં વિશેષતાયુક્ત પુસ્તકો યોજી પ્રસિદ્ધ કરનાર વિદ્વાનો તેમજ પ્રકાશકોનો ગુર્જર પ્રજાપર ઉપકારજ થયેલો છે.”

“ઉપર પ્રમાણે સ્ત્રી વર્ગનાં ચરિત્રોનાં પુસ્તકો નીકળેલાં હોવા છતાં, આ ખાતા તરફથી આવો સંગ્રહ પ્રસિદ્ધ થવાનું પ્રથમ કારણ તો ઉત્તમ વાંચનનો દરેક સ્થિતિવાળાને લાભ મળી શકે તેટલા સારૂ તે બને તે પ્રકારે અને બને તેટલું સસ્તું મળી શકે તેમ કરવાનો આ ખાતાનો હેતુ છે.”

“બીજું કારણ ચરિત્રોના સાહિત્યમાં જુદી જુદી ભાષાઓમાં દિવસે દિવસે જે શુદ્ધિ વૃદ્ધિ થતી ચાલે છે તેનો લાભ લઇ તેને આધારે જે બીજાં અનેક વધુ ચરિત્રો લેખક બંધુ તરફથી ઉમેરાય; તેથી ચરિત્રોનો આ સંગ્રહ સંખ્યામાં અને ઉપયોગિતામાં વિશેષ થાય એ છે.”

“ઉપલાં બેને બદલે તેમાંનું હરકોઇ એક કારણ હોત તો તેટલું પણ આ સંગ્રહની પ્રસિદ્ધિ માટે પુરતું ગણાત.”

“ઉપલામાંના છેલ્લા કારણની સફળતા તો ‘ભારતનાં સ્ત્રીરત્નો’ ના ત્રણે ગ્રંથો કે જેમાં ૩૦૦ થી ૪૦૦ ચરિત્રોનો સંગ્રહ આવનાર છે; તે તૈયાર થઇ ઇષ્ટેચ્છાથી પ્રસિદ્ધ થઇ રહ્યાથીજ પ્રતીત થાય તેમ છે.”

“પુરૂષ વર્ગનાં ચરિત્રોનો બહોળો સંગ્રહ પણ આ પ્રકારેજ નીકળી શકે તેમ છે; પણ તુરતમાં તે વિષે કંઈ કહેવાનું નથી.”

“સસ્તાપણાના વિષયમાં જણાવવાનું કે ચરિત્રમાળાનું વાર્ષિક મૂલ્ય રૂ. ૨) છતાં, તેમાં સમાઇ જતા ટપાલ ખર્ચના ૬ આના બાદ થતાં તેનું ચોખ્ખું મૂલ્ય તો રૂ. ૧–૧૦–૦ રહે છે; અને તે હિસાબે ૭૫૦ પૃષ્ટના આ ગ્રંથનું છૂટક મૂલ્ય રૂ. ૧) છતાં ગ્રાહકોને તો તે માત્ર તેર આનામાંજ મળી રહે છે; અને એજ પ્રકારે પાકા પૂંઠાનું પુસ્તક પણ છૂટક કિંમત રૂ. ૧|| ને બદલે રૂ. ૧–૦–૦ માંજ તેમને મળે છે.”

"વળી ચરિત્રમાળાના ૧૧ મા નિયમ પ્રમાણે એકજ નામ પર ૨૦) ગ્રાહક થનારને વાર્ષિક મૂલ્ય કરતાં પોણા મૂલ્યેજ અમદાવાદ બેઠાં આપવાનું ધોરણ હોવાથી, તેમને તો આ ગ્રંથ કાચા પૂઠાનો બાર આને અને પાકા પૂઠાનો પંદર આને પડી રહે છે."

"આ પ્રમાણે આ સંગ્રહ તેના કદ, કાગળો અને પૂઠાંના પ્રમાણમાં મૂલ્યની બાબતમાં પણ ૩૫ થી ૬૦ ટકા જેટલો સુલભ જણાશેજ."

"આ સંગ્રહના યોજક રા. રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત એમના જુદી જુદી ભાષાઓના જ્ઞાનને લીધે, અને તે તે ભાષાઓમાં અગાઉ તેમજ છેલ્લાં થોડાં વર્ષોમાં નીકળેલાં ચરિત્રોનાં ઉત્તમ પુસ્તકો ઈ. ની તેમને સહાયતા મળવાને લીધે, તેમજ અનુવાદ કરવાની તેમની રૂડી શૈલી, અને કાર્યને બને તેટલું ઉત્તમ કરવાની સ્તુત્ય કાળજી તથા પરિશ્રમને લીધે આશા છે કે, આ સંગ્રહ રચના, ભાષા અને શૈલીની બાબતમાં પણ જનસમાજમાં વિશેષ ઉપયોગી અને પ્રીતિપાત્ર થઇ પડશે."

"છતાં પૂર્ણ નિર્દોષતા અને પૂર્ણતા તો પ્રભુ વિના બીજે હોયજ ક્યાંથી? સમય આવે એવા પણ વિદ્વાનો, સમાજસેવકો અને સંસ્થાઓ નીકળી આવશે; કે જેઓ આવા અને અન્ય વિષયના અનેક ઉત્તમોત્તમ ગ્રંથો રચી રચાવીને, ખોટ ખમીને પણ આ ખાતા કરતાં અર્ધી અને પા કિંમતે અથવા તો વિના મૂલ્યે તે ફેલાવશે; અને એ તેમજ અન્ય વિવિધ પ્રકારોદ્વારા, મનુષ્યોમાં એવા ઉચ્ચતમ સંસ્કારો ફેલાવવાને યત્નવાન થશે; કે જેની સાથે સરખાવતાં હાલનાં આવાં પુસ્તકો અને બીજાં કાર્યો કશા હિસાબમાં રહેશે નહીં! કૃપાળુ પ્રભુ એવો સમય સત્વર આપો!"

"આ પુસ્તક કે ખાતા તરફનાં અન્ય પુસ્તકો અને ગ્રંથમાળાઓની કિંમત બાબત એવી વડાઈ લેવાનું આ સંસ્થાને કારણ, સાધન અને ઇચ્છા નથી કે; એ કિંમત માત્ર કાગળ, છપાઇ અને પૂઠાંના

ખર્ચ જેટલીજ છે. પગાર, ભાડાં, મુસાફરી, પોષ્ટેજ, સ્ટેશનરી, ફરની-ચર, લાઇબ્રેરી, લેખકોને પુસ્તકોથી અથવા દ્રવ્યથી અપાતો થોડો ઘણો બદલો, હેન્ડબીલો, જાહેરખબરો ઈ. બાબતો અને વ્યવસ્થા ખાતે કરવો પડતો હજારોનો ખર્ચ પણ કાગળ, છપાઈ, અને પૂઠાંના ખર્ચની પેઠેજ પડતરમાં ગણી લેવાની આ ખાતાને ફરજ ન પડતી હોય; અને તેવો સર્વ ખર્ચ પરોપકાર દૃષ્ટિથી હરકોઈ રીતે પરભાર્યો ઉઠાવી લેવાતો હોય; તો કિંમતમાં હાલના કરતાં રૂપીયે ચારથી ૭ આની ઘટાડો સહેલાઈથી થઈ શકે એમાં કાંઈજ શક નથી. અને એવી નજીવી કિંમતે ઉપયોગી વાંચન લોકોને હમેશાં પૂરૂં પાડે, તે પ્રકારની એકાદ સ્થાયી અને વિશાળ તેમજ સારાં આર્થિક સાધનોવાળી સંસ્થા ઉભી થવાનો માર્ગ સરળ થાય, અને તે રસ્તે ઉદાર લોકોની ઉદારતા દોરાય એ હેતુથીજ એ બાબતના કામ ચલાઉ નમુના દાખલ આ ખાતાની સ્થાપના અને પ્રવૃત્તિ છે."

"મૂળ હેતુ એવો છતાં હાલતો એથી વિલક્ષણ ધોરણ તરફજ ઉલટું આ ખાતાને ઘસડાવું પડે છે, કારણકે સંવત્ ૧૯૬૬ ના વર્ષ સુધી આ ખાતાનું કાર્ય ખર્ચનો અંશ થોડો રહે તેવી પહોંચી શકાય તેટલી હદમાં રહીને માત્ર એકાદજ પગારદાર મનુષ્યને સાથે રાખીને ચલાવવામાં આવતું; જેથી કાર્યમાં ખર્ચનો અંશ થોડોજ ભળવાને લીધે સસ્તાપણાનું વચલા વાંધાનું ધોરણ સરળતાથી નિભાવી શકાતું હતું. પણ તે પછીથી આ પ્રાથમિક કાર્યને પ્રાથમિકજ ગણવા છતાં અમુક સમય સુધી બનતી વધુ મહેનત વેઠીને કંઈક વિશેષ આકર્ષક પરિણામ સુધી દોરવી જવાનો વિચાર થવાથી છેલ્લા દોઢ વર્ષમાં બે ગ્રંથમાળાઓની યોજના શરૂ કરવામાં આવી છે. જેને પરિણામે આ ખાતાનું કાર્ય ચારથી પાંચગણું વધી ગયેલું છે."

"ઉપલા કારણથી એકાદ વ્યક્તિની નિષ્કામ મહેનતનો શરૂઆ-

તના કામમાં જે પ્રમાણમાં ફાળો મળતો તે વહેંચાઈ જઈને થોડાજ ટકા જેટલો બની જવાથી, અને વધેલા કાર્યને પહોંચવાને ખર્ચથી કામ લેવું પડતાં ખર્ચનું પ્રમાણ પ્રથમ કરતાં બહોળું વધી જવાને લીધે, અને કિંમતનું પ્રમાણ તો શરૂઆતના ધોરણ જેટલુંજ સસ્તું ચાલુ રાખવાનું હોવાથી તે ધોરણ હાલતો મુસ્કેલીથીજ નભાવવામાં આવે છે. ખાતાનું દરેક કાર્ય પૂરતી વ્યવસ્થાથી અને સરળ રીતે ચાલે તે સારૂ પૂરતી લાયકાતવાળા પૂરતા મનુષ્યો મેળવી શકાતા નથી, અને પ્રાપ્ત મનુષ્યોમાંના જેઓ વધુ લાગણી અને યોગ્યતાપૂર્વક કાર્ય કરતા હોય તેમની કદર કરવાનું બની શકતું નથી. માણસો અને ખર્ચની આવી તંગીને લીધે વ્યવસ્થાનાં ખાસ અગત્યનાં અંગો, જેમકે–હિસાબ પત્રવ્યવહાર, રવાનગી પત્રકો, ઉત્તમ લેખોની તજવીજ ઇ. બાબતોને જ્યારે જેવી રીતે પહોંચી વળવું જોઈએ; ત્યારે, તેવી રીતે તેટલા પ્રમાણમાં પહોંચી વળાતું નથી; જેથી દરેક બાબતમાં અનિયમિતપણું, ઢીલ અને વ્યવસ્થાની અપૂર્ણતા ઈત્યાદિ દોષો રહ્યા કરે છે, એટલુંજ નહિ પણ જ્યારે જ્યારે જે જે, જેટલું, બની શકે છે; તે સર્વ મહેનતના અને વિક્ષેપોના બોજા નીચે દબાઈ રહીનેજ થાય છે; અને તે પણ સ્વચિત્તને સંતોષ મળે તેવું તો નહિજ."

"ઉપલાં કારણોથી, તેમજ જાતે કરવા જેવાં કામોના બોજાની વૃદ્ધિ થવાથી, તથા બીજા દશેક મનુષ્યોથી કામ લેવાનો, અને દેખરેખ રાખવાનો બોજો વધવાથી, તથા કાર્યનાં સ્થળો ખર્ચના ખાસ બચાવને ખાતર એકને બદલે બે કરવાં પડવાથી, તેમજ જનસેવાનું કાર્ય છતાં અનિયમિત અને જૂઠ પ્રપંચવાળા વિવિધ ધંધાદારીઓ સાથે નિત્ય પ્રતિ જે અનેક પ્રકારનું કામ લેવાનું; તે લોકો સીધા અને સહનશીલ માણસો સાથે નિડરતાને લીધે સ્વાભાવિક રીતેજ ઉલટા વધુ વાંકા ચાલતા હોવાથી, અને તેથી વખતોવખત સહેવાં પડતાં નુકસાન, ઢીલ

અને વિક્ષેપોને લીધે, તેમજ શરીરપ્રકૃતિ મૂળથી મેદના વિકારયુક્ત હોવાથી જે હિતાવહ સ્થળ, સંયોગો અનેક પ્રકારોના વિશેષ સેવનની જરૂર તે સેવન ચાર પાંચ વર્ષથી આ કાર્યની સતત રોકાણ અને પ્રમાદને લીધે લગભગ છૂટી જવાથી, અને તેથી શરીરમાં સ્થૂળ–તામસતત્વ વધી મગજની શક્તિ ઘટવાને લીધે હાલની મહેનત અને વિક્ષેપો તેના ખરા સ્વરૂપ કરતાં પણ કેટલીક વખત વિશેષ પરિશ્રમ અને વિક્ષેપનું ભાન કરાવતાં હોવાથી, સ્થિતિ એવી થઇ પડી છે કે એવી સ્થિતિ છતાં, કાર્ય ખેંચાય ત્યાં સુધી જેમ તેમ ખેંચ્યા જવામાં આવે; તો તેનું ફળ ચિત્ત ખસી જવામાં અથવા શરીરપાતમાંજ આવે. ઉપલાં કારણોથી અને વધુ આકર્ષક પરિણામની ધારણા પણ ગ્રંથમાળાના ગ્રાહકોની હાલની સંખ્યા તરફ જોતાં સ્વસંતોષજોગી પાર પડેલી હોવાથી, હવે આ અસ્થાયી અને એકાદ વ્યક્તિપર આધાર રાખતી સંસ્થાના તાત્કાલિક ફળદાયક છતાં અલ્પ ફળદાયક અને અસ્થાયી સ્વરૂપને પકડી રાખવાના મોહમાં ન રહેતાં, પ્રાથમિક કામચલાઉ કાર્ય પછી જે સ્થાયી, સંગીન અને વિશાળ યોજના ઉદારાત્માઓ હસ્તે શરૂ થાય તેમ કરવાનો જે મૂળ હેતુ હતો અને છે; તે ખાતે તન મનને થોડુંઘણું રોકી શકાય તેટલું રોકવાનું વલણવૃત્તિમાં દિન દિન વધતું જાય છે.”

“ઉપલા વિચાર પ્રમાણે ગ્રંથમાળાઓ અને અમદાવાદની શાખા કદાચ બંધ થશે; તોપણ આ ખાતાની મુંબઇની મુખ્ય ઑફીસ, અને તેના મારફત છુટાં છવાયાં ઉત્તમ પુસ્તકો નીકળવાનું તો હજી ચાલુજ રહી શકશે એમ લાગે છે.”

“ગ્રંથમાળાઓ ચાલુ રહેવા છતાં આ લખનાર તેને લગતી રોકાણથી મુક્ત રહી શકે; એ વાત વર્તમાન સંયોગોમાં તેની પ્રકૃતિથી પ્રતિકૂળ હોવાથી તેમ થવું મુસ્કેલ છે. તેમજ છેટે રહ્યા છતાં કાર્ય

ચાલુ રાખી શકવાને માટે સારી વ્યવસ્થાશક્તિવાળા મનુષ્યો મેળવવાને ખર્ચવાં જોઇતાં પુષ્કળ નાણાં મેળવવાનો ખાસ પ્રયાસ કરવાનું પણ તેની રૂચિ અને પ્રકૃતિથી વિરૂદ્ધ છે. વળી આત્મભોગના ધોરણે માત્ર સાદી આજીવિકાથી ચલાવી લેવા છતાં, ખટપટી દુનિયા સાથેના વ્યવહારોને પહોંચી વળવાની કુશળતા, ઉત્સાહ અને સહનશીલતાવાળા; ભડકણ ટટ્ટુ ન હોય તેવા, કાર્યચપળ, વિદ્વાન, પ્રમાણિક, અનુભવી, આ લખનારની સ્વાભાવિક વિલક્ષણ પ્રકૃતિને નિભાવી લે તેવા, એકનિષ્ટ અને નિરાભિમાની જે મનુષ્યો જોઇયે; તે આવી એકાદ અસ્થાયી સંસ્થા માટે મળી શકે; અને તે મેળવવા ઇચ્છવું; એ પણ કેટલીક અજમાયશો અને અનુભવો પછી અયોગ્યજ લાગે છે. પછી તો જેવી ઇશ્વરેચ્છા !"

"આ લખનાર આ કાર્ય સંબંધી જે વખતે જે કાંઇ ધારતો હોય, કરતો હોય, સુધારતો હોય, વધારતો હોય, નવું કરતો હોય કે પડતું મૂકતો હોય; તે દરેક બાબતનો પૂર્ણ કે અપૂર્ણ ખુલાસો આ પ્રમાણે દર વખતે તેના તરફથી પ્રસિદ્ધ થતોજ રહેશે એવું ધારવાની કોઇએ ભૂલ કરવાની નથી. તેમજ ઉપર જણાવેલા અને હવે પછી કદાચ જણાવાય તે વિચારો અને ખુલાસા સંપૂર્ણ અને નિર્દોષજ હોવાનો કે મનાવવાનો પણ તેનો દાવો નથી. સરળતાથી લખવા બોલવા જતાં સ્વાત્મશ્લાઘા ઇ. દોષ આવે તે બદલ વાંચકો પાસે તેને તો ઉલટી ક્ષમાજ માગવાની છે."

"જે કાંઇ તેના દ્વારા થતું હોય તેના મૂળ તેમજ પરિણામ વિષે, તથા તે કાર્યની કર્તવ્યાકર્તવ્યતા વિષે અજ્ઞાત કે અનિર્ણીત સ્થિતિ હોય છતાં અને યોગ્ય રૂચિ હોય કે ન હોય છતાં પણ દરેક અગત્યના કાર્યપ્રસંગોએ જે પ્રવાહને આધીન તેની પ્રકૃતિનું વહન વખતો વખત થતું આવ્યું છે; તે જોતાં તો ક્યારે, શા નિમિત્તે, થશે, ચાલુ

રહેશે, પડયું રહેશે, કે નવું થશે, તેને માટે તેનાથી હાલ કે ભવિષ્યમાં નક્કીપણે કશુંજ કહી શકાય તેમ નથી.”

“લોકવિચારણા બંધાવાનાં અને દોરવાવાનાં વિલક્ષણ મૂળતત્વો વિષે તેને જે કંઇ સમજણ પ્રાપ્ત થયેલી છે તેથી; તથા છિદ્રદષ્ટિ, અલ્પજ્ઞતા, કે બીન અનુભવીપણામાંથી ઉદ્‌ભવતી મિથ્યા મ્હોટાઇની વૃત્તિઓ, ભલભલાને પણ પોતાના મનથી દરેક બાબતના જ્ઞાતા, અનુભવી, સલાહકાર અને દોરનાર તરીકેની મિથ્યા માન્યતામાં કેટલી બધી હદ સુધી ખેંચી જાય છે; અને તેમ છતાં તે બધું પોલમપોલ કેવી રીતે જગતમાં નભ્યું જાય છે; તેની અનેક પ્રસંગોદ્વારા તેને મળેલી માહિતીને લીધે ‘**સ્તુતિ નિંદા જગત્‌કી દોનું કે શિર ધૂળ** એ મહદ્ વાક્યની જે યથાર્થતા તેને સમજાઈ છે તેથી; તેમજ થોડા અપવાદો શિવાયના, કાર્યપ્રદેશમાં કશીપણ સામેલગિરિ આપવામાં નિર્માલ્ય, બીન અનુભવી, સ્વાર્થી, કે દોષદષ્ટિવાળા ગમે તેટલા સલાહકારો અને ટીકાકારો તરફ હદ બહાર ધ્યાન ન આપવાની રીત પણ તેને પ્રથમથીજ પ્રાપ્ત હોવાથી; બહારની કીર્તિ, અપકીર્તિનો પણ તેને હર્ષશોક નથી.”

“તેની હાલની સ્વસંવેદ્ય શારીરિક, માનસિક, અનિશ્ચિત પ્રકૃતિ, અને તેમાં પ્રસંગોપાત થઇ આવતા વિલક્ષણ વિકારો જોતાં ખરેખર તો તે ‘ગાંડા’ ની ઉપમાનેજ પાત્ર છે. અને તે છતાં એક હુંશિયાર લડવૈયો એકાદ બુઠ્ઠા હથિયાર વડે પણ પોતાના કળબળને લીધે કામ ચલાઉ કાર્ય સાધી શકે છે, તેવી રીતે એવી અયોગ્ય પ્રકૃતિને હથિયાર બનાવી તેના દ્વારા અવાં કામ ચલાઉ પ્રાથમિક કાર્યો સાધવામાં તો તે પ્રભુનીજ મહત્તા છે. પ્રભુકૃપાથી એવા બુઠ્ઠા હથિયાર કરતાં અધિક યોગ્ય અને શરીરથી, મનથી, ધનથી બલિષ્ઠ વિદ્વાનો અને શ્રીમંતો, ઇ૦ સત્વર બહાર પડી તેઓ આવાં અનેક સુકાર્યો એવાં તો અધિક

સાધનોથી, અધિક ઉત્સાહથી, અધિક સ્વાર્થત્યાગથી, અધિક બળથી, અધિક ઉત્તમતાપૂર્વક અને અધિક નિષ્કામતાપૂર્વક કરવાને સમર્થ થાઓ કે જેથી એવા મહજ્જનો અને મહત્ કાર્યો આગળ આ લખનાર જેવાં ક્ષુદ્ર શરીરો અને તે દ્વારા સધાતાં અપૂર્ણ કાર્યોની ક્ષુદ્રતા અને અપૂર્ણતા સર્વને પ્રત્યક્ષ થાય!"

"હાલ તેના મનમાં રમતા વિચારો ઇ૦ હકીકત ઉપર પ્રમાણે છે ભવિષ્યની વાત તો તે સર્વજ્ઞ પ્રભુનેજ ખબર હોવાથી તેમના મંગળ નામ સ્મરણ પૂર્વક વાંચક બંધુઓને હાલ તો જય સચ્ચિદાનંદ!"



ॐ

# લેખકના બે બોલ.

નવાયુગની વાતોનો પહેલો ભાગ બહાર પડ્યે હજી સાત મહિના થયા નથી એટલામાં આ બીજો ભાગ બહાર પડે છે, તે જોઇને મને બહુ આનંદ થાય છે. અને તે આનંદ મારાં લખાણો બહાર પડે છે એટલાજ સારૂ નહિ પણ તેમાંની નવી શૈલીની ભભકભરેલી વાતો લોકોને ગમે છે, અને તે વાતો આપણા જુવાન બંધુઓને માર્ગદર્શક થાય છે! તથા એ વાતોમાંથી તેઓને નવા વિચારો મળે છે, અને એ વાતોમાંથી તેઓની જીંદગીમાં નવો રસ રેડાય છે, એમ ઘણા વાંચનારાઓ તરફથી મળેલા પત્રોથી તથા કેટલાક મિત્રોની રૂબરૂની વાતચીતથી જાણીને મને આનંદ થાય છે.

બંધુઓ! હાલમાં બહુ જલદીથી જમાનો બદલાતો જાય છે. તેથી લાખો ભાઇઓને તથા હજારો બ્હેનોને એમ લાગી ગયું છે કે, હવે આપણે ચેતવું જોઇએ, અને આપણા બંધુઓની સેવા કરવાનું કાંઇકિ પણ રૂડું કામ કરી બતાવવું જોઇએ. બીજી તરફથી હવે શ્રીમંતો પૈસા પણ ખરચવા લાગ્યા છે, અને ત્રીજી તરફથી પોતાના સ્વાર્થનો થોડોક ભોગ આપીને પરમાર્થનાં કામો કરનાર કોઇ કોઇ માણસો પણ નીકળતાં જાય છે, એટલે હાલમાં આપણા દેશમાં જે જાતનાં લખાણની ખાસ જરૂર છે તે એ કે, લોકસેવાનાં કામો કરવાની દિશાઓ બતાવવી જોઇએ. તથા ગરીબાઇથી છૂટવા માટે ગુજરાનનાં સાધનો મેળવવાના રસ્તાઓ બતાવવા જોઇએ. અને તે પણ હાલમાં તો માત્ર વિચારમાંને વિચારમાંજ રહી જાય ને કોઇક કાળે કામ થાય તેવા રસ્તા નહિ, પણ સાધારણ લોકોથી પણ હમણાંજ

બની શકે તેવા ઉપાયો બતાવવા જોઇએ એ વાત બહુ જરૂરની છે. માટે એ બાબત ઉપર ખાસ લક્ષ રાખીનેજ હું મારાં બધાં પુસ્તકો લખું છું, અને તેમાં પણ નવાયુગની વાતો તો ખાસ ચાહીને એવીજ વાતોથી ભરેલી છે. માટે આ પુસ્તક સૌ ભાઇ બ્હેનોને ફરી ફરીથ મનનં કરવા યોગ્ય છે, તથા ઉંચા ધોરણના વિદ્યાર્થીઓમાં ઇનામ તરીકે આપી ફેલાવો કરવા યોગ્ય છે. અને કિંમત પણ બહુ સસ્તી છે, એટલે લાગણીવાળા સજ્જનોએ તથા શ્રીમંતોએ એવાં સમયને અનુસરતાં ઉપયોગી પુસ્તકો પોતાના લાગતા વળગતાઓને ભેટ આપવાની ઉદારતા કરવી જોઇએ.

છેવટ એકે, નવાયુગની વાતો લોકોને બહુ ગમે છે અને તેથી તેઓને બહુ ફાયદો થાય છે, એમ મારી ખાત્રી થઈ છે, માટે ઈશ્વર ઇચ્છાતો આવતા વર્ષમાં નવાયુગની વાતોનો ત્રીજો ભાગ ખાસ નવો લખી તે છપાવવા સારૂ સસ્તા સાહિત્ય ખાતાને ભેટ તરીકે આપતાં મને બહુ આનંદ થશે.

ચોરવાડ (કાઠિયાવાડ) તા. ૫-૧-૧૨.

**વૈદ અમૃતલાલ સુંદરજી પઢિયાર.**



# નવા યુગની વાતો.

## ભાગ ૨ જો.

### ૧.

### જન્માષ્ટમીના જુગારની મ્હોકાણ.

કેમ જમનાબાઈ, ગોકીબાઇને શું થયું ?

બ્હેન, એનું આવી બન્યું ! મ્હારૂં નશીબ ફૂટયું ! હાથનાં કર્યાં હૈયે વાગ્યાં ! બાવળનું બી વાવીને આંબા ક્યાંથી ચાખીએ ? એમ કહી આંખો લુછતે લુછતે જમનાબાઇએ નિસાસો નાંખ્યો, અને બોલી કે, મ્હેં જાણ્યું નહોતું કે ત્રણ પેઢી સુધી એક રમતની આવી બૂરી અસર પહોંચશે !

મહુબાઇને આ વાત સાંભળી મનમાં ફાળ પડી, તેનું બોલવું તે કાંઇ સમજી નહિ, તેથી તેને લાગ્યું કે આવું આડું અવળું સંબંધ વિનાનું જમનાબાઇ કેમ બોલે છે ? તેની દીકરીના અકાળ મ્હોતની દિલગીરીથી તે દીવાની થઇ ગઇ કે શું ? એમ ધારી તે બોલી ઉઠી કે,

જમનાબાઈ! આ શું? જરા મગજ ઠેકાણે રાખો. તમે એમ ગભરાઇ જશો તો પછી તમારૂં બીજું કોણ છે? ત્રણ પેઢી સુધી શું? રમત શું? તમે એવું એવું શું બકો છો? તમે જરા સૂઈ જાઓ ને તમારા માથે આઇસ મૂકવા દો, એટલે ગરમી શાંત થાય. એટલા વખતમાં રામો વૈદને તેડી લાવશે.

જમનાબાઇએ કહ્યું:—બ્હેન, વૈદનું કાંઈ કામ નથી ને હું કાંઈ બકતી નથી, તું મ્હારી વાત તો સાંભળ. ગોદી મરી ગઈ તેનો મને અફસોસ નથી, કારણકે મરવું તો સૌને છે; પણ તે મ્હારી ભૂલથી મરી ગઈ ને આપઘાત કરીને મરી ગઈ, એજ મને અફસોસ છે.

આ વાત સાંભળી મહુબાઇને વધારે નવાઈ લાગી, અને એણે નક્કી માની લીધું કે જમનાબાઈનું મગજ ખસી ગયું છે; કારણકે ગોદીએ આપઘાત કર્યો છે, એ કોઇને ખબર નહોતી, અને તે મરી ગઈ ત્યારે જમનાબાઇ તો નાશક હતી, એટલે તેની ભૂલથી ગોદી મરી જાય એ વાત પણ મહુબાઇના માનવામાં આવી નહિ; તેથી તે અજાયબી અને વહેમની નજરથી જમનાબાઇની સામું જોઇ રહી. તેની આંખમાં આંસુ આવી ગયાં ને તેનું હૈયું ભરાઇ આવ્યું, તેથી જમનાબાઈની છાતી ઉપર પડી રોઈ પડી, અને રોતે રોતે બોલવા લાગી કે બિચારી ન્હાનપણની દુઃખીઆરી, એના દુઃખનો આરો ક્યાંઈ ન આવ્યો! જુવાનીમાં ધણીએ તજી, પાકી અવસ્થા થવા આવી ત્યારે એકની એક જુવાન દીકરી ચાલી નીકળી, અને એ શોકમાં પોતે ગાંડી બની ગઇ! પ્રભુ! પ્રભુ! હવે એનું કોણ કરશે?

મહુબાઇને એવી રીતે બોલતાં જોઈ જમનાબાઇએ પોતાના છેડાવતી તેના આંસુ લુછીને કહ્યું:—બ્હેન, તું ફિકર કરમાં. હું ગાંડી નથી થઈ ગઈ. તું મ્હારી વાત સાંભળતી નથી ને સમજતી નથી, એટલે મને ગાંડી સમજે છે, પણ હું ગાંડી થાઉં એવાં મ્હારાં નશીબ

ક્યાંથી ? જો હું ગાંડી થાઉં તો બધી ફિકર મટી જાય, ને પસ્તાવાના બોજામાંથી છુટું. ભયંકર ભૂલોમાં પડયું રહેવું ને પાપના બોજા નીચે કચરાયા કરવું, તે કરતાં તો દીવાનાપણું હજાર દરજજે સારૂં છે; પણ તે મ્હારા જેવાં જુગારીયોનાં નશીબમાં જોઇએ તે વખતે હોય નહિ. જો એમ દીવાનાપણું મળી જાય તો હજારો વીંછીની વેદના કરતાં વધારે બૂરી માનસિક વેદના કેમ ભોગવી શકાય ?

આ વાતથી **મટુ**બાઇને લાગ્યું કે **જમના**બાઈ દીવાની તો નથી, તેથી તેના મનની ફિકર દૂર થઈ. પછી જરા હુંશિયાર થઇને કહ્યું કે, હવે તમારી વાત કરો. પણ તે ભરમમાં ન કહો; ખુલ્લી રીતે કહો.

**જમના**બાઇએ કહ્યું:–મ્હારી વાત બહુ છુપી છે, ને તે જાણવા જેવી છે. આજ સુધી મ્હેં એ વાતને છુપાવી છે, પણ હવે મ્હારાથી એનો બોજો ઉપડતો નથી. આજે હું મ્હારૂં હ્રદય ખાલી કરવા ઈચ્છું છું, ને ત્હારો મને વિશ્વાસ છે, એટલે ત્હારી પાસે છુપી વાત કહેવામાં મને ધાસ્તી નથી. હું ધારૂં છું કે ત્હારી પાસે વાત કરવાથી મ્હારા હ્રદયનો ભાર હલકો થશે. મ્હારે માટે તને પેટમાં બળે છે, ને તું આપણી સગાઈ જાણે છે, એટલે ત્હારી આગળ પેટ ખોલવામાં મને કાંઇ અચડણ નથી. હ્રદય ખોલીને વાત કરી શકીએ એવાં માણસો પણ દુનિયામાં ક્યાં મળે છે ? આટલી પ્રસ્તાવના કરીને **જમના**બાઇએ પોતાની વાત ચલાવી:–

**મટુ**બાઇ, હું જે આવા બૂરા હાલે પહોંચી છું તે જન્માષ્ટમીના જુગારથીજ હો ! તું મને દીવાની સમજીશમાં, ને વચમાં બોલીશમાં, એકવાર મ્હારી વાત સાંભળ, પછી જે કહેવું હોય તે કહેજે.

મ્હારા બાપને તેં જોએલા નહિ કે ?

**મટુ**બાઇએ કહ્યું:–**મુળજી** માશાને મ્હેં જોએલા નહિ, પણ માશી તેમને માટે વાતો કરતાં હતાં; તે મને યાદ છે.

જમનાબાઇએ કહ્યું:—તેઓ હડહડતા જુગારી હતા. વાલકેશ્વરના તેમના બંગલામાં શ્રાવણ માસમાં તેઓ જુગાર રમાડતા. એ વખતે ત્રણ ચાર પારસી, પાંચ સાત મુસલમાન અને દસ બાર હિન્દુઓ ત્યાં આવતા હતા. મ્હોટા મ્હોટા દાવ મંડાતા, અને રોજ હજારો રૂપિયાની હાર જીત થતી. હું એ વખતે સાત આઠ વરસની હતી. અમારા બંગલાના આગલા ભાગમાં વાડી હતી, ને પાછલા ભાગમાં દીવાનખાનું હતું, ત્યાં ત્રીજે માળે દીવાનખાનામાં જુગારના દાવ મંડાતા. હું એ વખતે ધીરે ધીરે છુપી રીતે ત્યાં પહોંચી જતી, અને મ્હારા બાપની પાસે મીંદડીના બચ્ચાં માફક લપાઇને બેસી જતી હતી. કોઇ વખત કોચના તકીયા ઉપર પડી પડી તીણી આંખે એ રમત જોયા કરતી. એ વખતે મને અધુરા અધુરા ઘણાએ તર્કો ઉઠતા, અને એ રમત જોવામાં મને બહુ મજા પડતી હતી. મ્હારા બાપ પાસે હું પૈસા માંગતી ત્યારે તેઓ બેચાર રૂપિયા દર વખતે મને આપી દેતા, કારણકે તેઓ જ્યારે જીતેલા હોય ત્યારે તેમને રૂપિયા ખરચી નાંખવા એ કાંઇ મ્હોટી વાત નહોતી. એ સિવાય ત્યાં રમનારા બીજા લોકો તરફથી પણ મને કાંઇ કાંઇ મળ્યા કરતું હતું, કારણકે આખી દુનિયામાં સૌ કરતાં વધારે વહેમી સટોડીયાઓ ને જુગારીયો હોય છે, એટલે તેઓ મંત્રો જંત્રોમાં ને બાવા સાધુની ઉપર ઇતબાર રાખનારા હોય છે. મને નિર્દોષ કુમારિકા સમજી એક વાણિયો તથા એક મારવાડી મને જ્યારે ત્યારે એકી બેકી માટે પૂછતા, ને હું કહું તે ઉપર તેઓ પોતાનો દાવ માંડતા, ને ઘણી વખત કાગનું બેસવું ને તાડનું પડવું, એમ બની જવાથી તેઓ તેમાં ફમાતા; એટલે મને સારાં સારાં રમકડાંની ભેટ સોગાદ તેઓ લાવી આપતા હતા. તેઓ પોતપોતામાં વાતો કરતા કે જમનીનું કહેવું ખરૂં પડે છે. હું તેમની એ વાતો મ્હારા હાથમાંનાં પાનાં સાથે એકલી એકલી રમતી રમતી સાંભળતી, ને તેથી મનમાં મલકાયા કરતી હતી, પણ મને

ખબર નહોતી કે એથી મ્હારા મનમાં ઝેરનાં બીજ વવાય છે. મ્હારી ભલી મા મને કહેતી કે, દીકરી, ત્યાં ન જઇએ. જુગારીયોનાં મ્હોડાં જોવામાં પણ પાપ છે. પણ હું એ વખતે પાપ બાપમાં કાંઇ સમજતી નહિ, મને તો રોજરોજ બે ચાર રૂપિયા કે નવાં રમકડાં મળતાં તેથી હું તો સાંજ વધારે વખત બેસી રહેતી હતી. એ પછી બે ત્રણ વખત મ્હારા બાપ પોતાના બંગલામાં જુગાર રમાડવા માટે સપડાયા હતા, પણ કાંઇ કાંઇ લાગવગથી ને લાંચ રૂસ્વતથી બચી ગયા હતા. અંતે તેઓ જુગારમાં પાયમાલ થયા, અને માગનારાઓએ તેમને કેદમાં નંખાવ્યા. ત્યાંથી છુટયા પછી દરિદ્રતા વચ્ચે ચાર પાંચ વરસ કાઢયાં. એટલા વખતમાં મ્હારી માના દાગીના તથા મ્હારી સગાઇ થયેલી હતી તેમાં મળેલા મ્હારા છ હજારના દાગીના જુગારમાં ફુંકી દીધા હતા, ને અંતે દીવાના થઇ બહુ ખરાબ સ્થિતિમાં તેઓ મુવા હતા.

હું મ્હોટી થઇ, સાસરે ગઇ, ને મ્હારા વરની વ્હાલી થઈ, તો પણ જુગારની લત મ્હારામાંથી ગઇ નહિ. મ્હારી સાસુ મને ઘણુંએ સમજાવતાં, પણ જુગારનો કીડો મ્હારા મનમાંથી જરાએ ખસતો નહિ. એ ચળવળાટ હજુ પણ મ્હારામાંથી ગયો નથી. ન્હાનપણમાં બચ્ચાંઓમાં સારાં કે નરસાં જે કંઈ બીજ વવાઈ જાય છે તેની અસર કેટલી બધી મ્હોટી થઇ પડે છે, તે હવેજ હું સમજી શકું છું. મ્હારી છ નણંદો ને બીજી પાડોશણોની સાથે હું વારંવાર પાને (ગંજીફે) રમ્યા કરતી હતી, ને તે ઉપર પાવલી બે આની મૂક્યા કરતી હતી. એ પછી મને સીમંત આવ્યું, ને શ્રાવણ માસમાં ગોકીનો જન્મ થયો. એ વખતે સુવાવડને લીધે મ્હારાથી ન રમાણું તે માટે મને બહુ ચટપટી થવા લાગી. હું મ્હારી ન્હાની ગોકીને જુગારની રમતના વિચાર કરતે કરતે ધવરાવતી, અને રમાડતે રમાડતે આપણામાં સાધારણ થઇ પડેલી રીતે ગાળો દેતી કે આ રાંડે મને રમવા ન દીધી!

એ પછી પાછો શ્રાવણ માસ આવ્યો, ત્યારે આગલાં વરસનું સારૂં વાળવા માટે હું વધારે વધારે રમવા લાગી. પેલા જુગારીયોએ ન્હાનપણથીજ મ્હારા મનમાં ઠસાવ્યું હતું કે જન્મનીનું બોલવું ખરૂં પડે છે, તેથી એ વાતનો ખ્યાલ રહેવાથી હું મ્હોટા મ્હોટા દાવ માંડવા લાગી ને તેમાં હારવા લાગી. પવિત્ર જન્માષ્ટમીની રાત્રે જ્યારે એકાગ્રતાથી ઇશ્વરનું ધ્યાન કરવું જોઇએ, ને પ્રભુના જશ ગાવા જોઇએ, ત્યારે હું જુગાર રમવા બેઠી ! હું ત્રણસો રૂપિયા હારી ગઇ ! મ્હારી સ્થિતિ સાધારણ હતી, મ્હારી પાસે એટલા રૂપિયા નહોતા, તેથી મ્હેં મ્હારા પાડોશીનું કરજ કર્યું, ને કરજ પેટે એ પછી મ્હારી છ તોલાની બે બાંગડી મ્હેં મ્હારી પાડોશણને આપી, તેણે પોતાના વરને આપી, અને તેણે એક મારવાડીને ત્યાં મૂકી. મ્હારા વરનો મ્હારી ઉપર બહુ પ્રેમ હતો, પણ તે જરા વહેમી હતા. તેણે મને અગાઉથીજ સૂચના આપી હતી કે વાંકી ટોપીવાળો ને લટકતા ઘડીયાળના છેડાવાળો આપણો પાડોશી વિઠલો સારૂં માણસ નથી, તેનાથી બને એટલું ત્હારે દૂર રહેવું. મ્હેં મ્હારી બાંગડી એ વિઠલાની વહુને આપી હતી. કાંઇ અજબ જેવા સંજોગથી મારવાડીને ત્યાં પડેલી મ્હારી બાંગડી મ્હારા વરના જોવામાં આવી, તે બાંગડી તેમણે ઓળખી, ને વિઠલો ત્યાં મૂકી ગયો છે, એમ જાણી તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. હું જુગારમાં હારેલી છું એ તેમને ખબર નહિ, મ્હેં તેમનાથી એ વાત છુપાવી હતી, તેથી તેણે મ્હારી નીતિ ઉપર શક લીધો, ને તે દિવસથી અમારી બંનેની જીંદગી ધૂળ મળી ગઈ. તેણે મને જે કઠોર વચનો કહીને તજી દીધી તે ઘા હજુ પણ મ્હારા હૃદયમાંથી રૂઝાયો નથી, ને મુવા પછી પણ તે રૂઝાય, એવો પણ મને ભરૂસો નથી. મને તેમણે તજી દીધી, હું મ્હારી મા પાસે જઇને રહી. એ પછી ત્રણ વરસે કોલેરામાં તેઓ મરણ શરણ થયા. છેવટ સુધી હું

તેની માફી ન મેળવી શકી! પ્રભુ! પ્રભુ! મ્હારા નામની હોળી પેટમાં ઘાલીને તેઓ ગયા! જન્માષ્ટમીની રાત્રે–પ્રભુના જન્મ વખતે જ્યારે પ્રેમથી પ્રભુમય થવું જોઇએ ત્યારે–જુગારથી મ્હારી જીંદગીમાં મ્હેં ઝેર રેડયું! અમારૂં સુખી જુવાન જોડું હમેશને માટે છુટું પડયું, અમારો પ્રેમ ઝેરના રૂપમાં બદલાઇ ગયો, અને નહિ ભુંસી શકાય તેવી કાળી ટીલી મ્હારા કપાળમાં હમેશને માટે ચોંટી, એ બધા વિચારોથી મ્હારૂં હૃદય હજી પણ કેવું ધખધખે છે, એ ઈશ્વર જાણે છે. બ્હેન, મ્હારી મ્હોકાણ તો નરક સુધી પણ પૂરી થવાની નથી! હવે મ્હારી દીકરીની મ્હોકાણ જો, ને આ કાગળ વાંચ. મ્હારૂં હૈયું ભરાઇ આવે છે, હું નહિ વાંચી શકું. એમ કહી તેણે પોતાની ચોળીના ખીસામાંથી કાગળ કહાડીને **મટુબાઇના** હાથમાં આપ્યો. **મટુબાઇ** ભરાએલા હૃદય સાથે અજાયબીના ભાવથી તુટક તુટક શબ્દોથી તે વાંચવા લાગીઃ–

મા, વ્હાલી મા! હું જાણું છું. તેં વાવેલાં બીજનું એ ફળ છે. તું મને કહેતી હતી કે મ્હેં જુગાર રમવાનો વિચાર કરતે કરતે તને ધવરાવી છે, એ ધાવણથી મ્હારામાં જુગારનાં બીજ કેમ ન રોપાય? એ વિચારવા જેવું છે. જેવો તને શ્રાવણ માસમાં રમવાનો ચડસ હતો તેવોજ ચડસ મને પણ છે. એ ચડસને લીધે મ્હેં મ્હારા દૂધ-મલ કાકુની સંભાળ ન લીધી. તેને તાવ આવેલો હતો, તોપણ તેની દરકાર નહિ કરતાં વડની ગાદી ઉપરથી હું તેને વરસાદમાં પવનના જોસ વચ્ચે **મહાલક્ષ્મી** લઈ ગઈ. રમવામાંથી ઉઠવું પડે તે સારૂ મ્હેં તેને વખતસર દવા ન પાઇ, રમતમાંથી ખોટી થવું પડે તે સારૂ મ્હેં તુરતજ ડૉક્ટરને તેડાવ્યો નહિ, અને મ્હારી રમવાની હોંસમાં મ્હારા વ્હાલા કાકુનો તાવ મને ઓછો લાગ્યો, એટલે મ્હેં તેની બહુ દરકાર કરી નહિ. પ્રભુ! પ્રભુ! મ્હારી રમત બહુ ભયંકર

થઇ પડી ! હું સો રૂપિયા જીતી, પણ મ્હારો કાકુ ગયો, ને હું પણ જાઉં છું. ડૉક્તરે અભિપ્રાય આપ્યો કે આ છોકરો બેદરકારીથી મરે છે, અને મ્હારી સાસુએ એ વાતને ટેકો આપ્યો કે, ગોપીવહુએ મ્હારૂં કહ્યું માન્યું નહિ, ને પોતાને રમવા સારૂ શરદીમાં છેક રાત્રે મહા-લક્ષ્મી લઈ ગઇ, તેથી તે વધારે બિમાર થયો. આ જાણવા પછી મ્હારા વરનો પ્રેમ મ્હેં ખોઈ દીધો. તેની પ્રેમી આંખમાંથી નીકળતા તિરસ્કારનો અગ્નિ હું સહન કરી શકી નહિ. તેણે મને કોઇ દિવસ કાંઈ કહ્યું નહોતું, પણ મ્હારા કાકુના મરણ પછી તે બદલાઇ ગયા; તેણે ત્હારે માટે ને ત્હારા બાપ માટે પણ મને મ્હેણાં માર્યાં, ને કાકુને બદલે તું કેમ ન મરી ગઇ, એમ તેણે કહ્યું. મા, તેં મ્હારા બાપનાં કઠોર વચનો સાંખીને પણ હજી સુધી જીંદગી ટકાવી છે, પણ મ્હારાથી તે બની શકે તેમ નથી. મ્હારા વરની નજરમાં હું ખુચું, ને મ્હારૂં પાપ મ્હારી નજર આગળ તર્યા કરે, એવી રીતે શ્રાપિત થઇને હું જીવી શકું તેમ નથી. પવિત્ર શ્રાવણ માસમાં ને તેમાં પણ જન્માષ્ટમીને દિવશે જુગાર રમવાનું મહા પાપ મ્હેં કરેલું છે, તેનું ફળ મ્હારે ભોગવવુંજ જોઇએ. હવે છેવટ એટલુંજ કે તું મ્હારો અફસોસ કરીશમાં, કારણકે દુનિયામાં જુગારીયો તો જેમ ઓછાં થાય તેમ સારૂં. મ્હારા મ્હોટા સસરાને દમની બિમારી છે, માટે તેઓ જરા જરા સોમલ લેય છે, તેની ડબ્બી આ વખતે મને ઠીક કામ લાગશે. પ્રભુ ! પ્રભુ ! પ્રભુ ! મને માફ કરો.



૨.

# વિદ્યાર્થીઓની સેવા કરવાનો એક નવો રસ્તો.

રેવન્યુ અધિકારી રાવ બહાદુર મોતીલાલભાઇની નોકરીની મુદ્દત પૂરી થવાથી પેન્શન લઇને તેઓ રીટાયર થયા, એ વખતે મહાજન તરફથી તેમને પાન સોપારી આપવાનો મીલાવડો થયો હતો, તે મીલાવડામાં ભાષણકર્તા મી. ફતેહચંદે કહ્યું કેઃ—

લાયક અધિકારીઓને, સદ્દગુણી શેઠીયાઓને, આગળ વધેલા વિદ્વાનોને, નવાન શોધ કરનારાઓને, સાહસિક વેપારીઓને, બહાદુર યોદ્ધાઓને, મુસ્કેલી ખમનારા મુસાફરોને અને એવાજ બીજા ગુણીજનો કે જેઓએ લોકો ઉપર મ્હોટા ઉપકાર કર્યો હોય, અને કોઈ પણ રીતે ઘણા લોકોની ઉંચા પ્રકારની સેવા કરી હોય, તેવા સજ્જનોને માન આપવાની આપણને તક મળે, એ આપણી જીંદગીમાં મહા ભાગ્યનો દિવસ છે, એમ હું માનું છું; કારણકે આવી તકો કાંઇ દરેક માણસોને મળતી નથી, અને એવા ભાગ્યશાળીઓ કોઈ બધા માણસો થઇ શકતા નથી. જેણે પૂરેપુરો પુરૂષાર્થ કર્યો હોય, જેણે પોતાના સ્વાર્થને બાજુ ઉપર રાખ્યો હોય, પરમાર્થને ખાતર જેણે પોતાના ખીસાં ઉપર કાતર મૂકી હોય, જેણે પોતાના મગજને રૂડી રીતે કસ્યું હોય અને જેણે પોતાની ફરજો બરોબર રીતે બજાવી પ્રજાની પ્રીતિ મેળવી હોય તેવા સજ્જનોનેજ માનપત્ર આપવું જોઇએ. એવા લાયક ગૃહસ્થને કે સદ્દગુણી ભાગ્યશાળી ભાઇઓને માનપત્ર આપવાના શુભ કામમાં ભાગ લેવો, એ કાંઈ જેવી તેવી કે ન્હાનીસૂની

વાત નથી, પણ એ બહુ મોટા પુન્યની વાત છે; કારણ કે ગુણી માણસોની કદર કરવી, અને એવા દેશસેવકોને માટે આપણા હૃદયમાં કુદરતી રીતે જે પ્રેમનો ઝરો ભરાઇ આવે છે તે ખાલી કરવો, એ કામ કાંઈ નજીવું નથી, પણ એક ઉંચી જાતના કિંમતી છોડને જરૂરને વખતે પાણી પાવા જેવું એ પુન્યનું કામ છે. માટે આવા મીલાવડાઓમાં હાજરી આપવી એ આપણી ફરજ છે. છતાં પણ દિલગીરી સાથે મ્હારે કહેવું જોઇએ કે, આજકાલ જે માનપત્રો આપવામાં આવે છે તેમાં વધુ ભાગે મસ્કાદાસ ખાતું હોય છે, તેમાં ઘણું કરીને પોલમપોલ હોય છે, તેમાં ઘણું કરીને એક ખોટો લાગવગ વાપરેલો હોય છે, અને તેમાં ઘણું કરીને ઉપલકપણું તથા હાજીહાપણું હોય છે; તેથી હાલના વખતમાં માનપત્રોની કિંમત બહુજ ઘટી ગઇ છે, અને ઘણાએ સારા માણસો તો એવી જાતનાં માનપત્રોને ચીંથરીઆં માનપત્રો કહે છે, અને તેની કાંઇ પણ કિંમત સમજતા નથી; એટલુંજ નહિ પણ એવી જાતનાં પોલમપોલવાળાં માનપત્રોને તેઓ એક જાતનો ફારસ ગણે છે, અને એક જાતનું હંબગ તથા એક પ્રકારની લોકોની નબળાઈ ગણે છે. માનપત્રો જેવી મહત્વની બાબતમાં લોકોના મનમાં આવા વિચારો ઠસાતા જાય એ બહુ દિલગીરીની વાત છે. છતાં પણ ઘણે ઠેકાણે ગોળ અને ખોળ સરખાંજ ગણાય છે, અને જેમ સારા માણસોને માનપત્ર આપવામાં આવે છે તેમ ખરાબ માણસોને પણ તથા જેની ઉપર લોકોનો કાંઇ પણ પ્રેમ ન હોય, જેનું ચારિત્ર સારૂં ન હોય અને જેણે દેશની સેવાનાં કાંઇ પણ કામો કર્યાં ન હોય તેવા માણસોને પણ માત્ર અધિકારને ખાતર, બડે બાપકા પૂત હોને ખાતર અને દશ વીશ હાજીહા કરનાર સ્વાર્થીલા દોસ્તો હોય તેને ખાતરજ માનપત્ર આપવામાં આવે છે, તેથી એવાં માનપત્રોની કિંમત દિનપ્રતિદિન ઘટતી જાય છે. આમ થતું હોવાથી રાવ બહાદૂર મોતીલાલભાઇએ મહાજન તરફનું માન-

પત્ર લેવાની ઉપકાર સાથે ના પાડી છે, અને માનપત્ર લેવાની ના પાડી એજ તેઓને માટે માનપત્ર છે; કારણકે જે ખરા માણસો છે, અને જેના મનમાં કર્તવ્યનો મહામંત્ર કોતરાઇ ગયેલો છે, તથા જેઓ બીજાઓનાં વખાણ સારૂજ નહિ, પણ પોતાના અંતરાત્માના કલ્યાણ સારૂજ ભલાં કામો કરે છે, તેઓ કાંઇ બહારના માનપત્રની દરકાર રાખતા નથી. આપણે ખુશી થવું જોઇએ કે રાવ બહાદૂર **મો**તીલાલ-ભાઈ એ વર્ગના સજ્જન ગૃહસ્થ છે. બીજું એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે જે માણસો કાંઇ પણ મ્હોટાં કામો કર્યા વિના ફોગટનાં માનપત્રો લેય છે તેઓ ડેડ લેટર જેવા લાગે છે, એટલુંજ નહિ પણ મને તો એમ લાગે છે કે જે માણસે માનપત્ર લીધું હોય તેણે તેજ વખતે—એ માનપત્ર લેતી વખતેજ પ્રજાહિતનાં કાંઇક મહાન કામો કરવાની કબૂલત આપવી જોઇએ; કારણકે ખાલી હાથે કે કાંઇ પણ સેવા સ્વીકાર્યા વિના માનપત્ર લેવું, એ મને તો ઘણુંજ અયોગ્ય લાગે છે. જો કે ઘણા લોકો એમ સમજે છે કે માનપત્ર લેનારે અગાઉ જે સેવા કરેલી છે તે બદલ માનપત્ર અપાય છે. હું કબૂલ કરૂં છું કે એ વાત સાચી છે, છતાં પણ મને એમ લાગે છે કે એવી સેવા કરવા બદલ લોકો જે માનપત્ર આપે તેથી માનપત્ર લેનારનો ઉત્સાહ બહુ વધી જાય છે, કારણકે તેના ગુણની કદર થાય તેથી તેને એક જાતનો સ્વાભાવિક આનંદ થાય છે. એ આનંદના ઉભરામાં કાંઇક નવું કામ કરવાની તેને કુદરતી રીતેજ ઇચ્છા થઇ આવે છે, અને તેથી માનપત્ર લેતી વખતેજ કાંઇક સારી સેવા કરવાની તે ગંભીર કબૂલત આપે છે, અને જ્યારે એવી કબૂલત આપે ત્યારેજ માનપત્ર લેવાની સાર્થકતા થાય છે. પણ આપણે જોઇએ છીએ કે હાલના વખતમાં ઘણાએ માનપત્ર લેનારાઓ થેન્ક યુ, સાહેબ, હું આપનો બહુ આભારી છું, એમ કહીને ધોયેલ મૂળા જેવા [illegible] એ માનપત્ર લઇ

લેય છે. પણ એવી રીતે ખાલી હાથે માનપત્ર લેવું, એ કેટલું બધું શરમભરેલું છે, તે વાત હજી ઘણાએ માનપત્ર લેનારાઓ જાણતા નથી. જો માનપત્ર લેવાની જોખમદારીઓ તેઓ જાણતા હોય તો કેવું સારૂં ?

બંધુઓ ! આપણને ખુશી થવા જેવું છે કે રાવ બહાદૂર **મોતી-**લાલભાઇ એ બાબત બરોબર રીતે સમજેલા છે, અને તેઓ આપણને એક નમુનારૂપ છે. તેઓએ માનપત્ર સ્વીકારવાની માનપૂર્વક ના પાડી, અને તેના જવાબમાં મહાજન સભાને એમ જણાવ્યું કે, મ્હેં જે કાંઇ પણ કરેલું તે મ્હેં મ્હારી ફરજ બજાવી છે; એથી વિશેષ મ્હેં કાંઇ પણ કર્યું નથી, માટે માનપત્ર લેવાને હું લાયક નથી ! આ તેમની નમ્રતા અને આ તેમની મ્હોટાઇ ખાસ ધ્યાન ખેંચનાર છે, કારણકે આપણે ઘણાએ કેસમાં અગાઉ રેંડી પેંડી જેવા માણસોને પણ આપણાં અંતઃકરણો વેચીને માનપત્રો આપેલાં છે, ત્યારે આ ખરેખરા લાયક સજ્જનને માનપત્ર આપવું એ તો આપણી ખાસ ફરજ છે, અને આપણું માનપત્ર લેય એ તેઓને માટે પણ શોભાભર્યું છે. આપણે જે માનપત્ર આપવાના હતા તે કાંઇ ઉપલકપણાનું લાગવગનું કે દશવીશ મિત્રો તરફનું નહોતું, પણ આખા પ્રાંત તરફનું હતું; છતાં પણ એવું માન લેવાની રાવ બહાદૂર મોતીલાલભાઇએ ના પાડી, એમાં તેઓએ બહુજ મ્હોટું દિલ બતાવ્યું છે, અને ભવિષ્યમાં નમુનાલાયક દાખલો બેસાડ્યો છે.

બંધુઓ ! આ બધી હકીકત કહીને હું તેમાંથી જે કહેવા ઇચ્છું છું તે એજ કે માનવંત મોતીલાલભાઇએ માનપત્ર લેવાની ના પાડી તેથી તેઓને પાન સોપારી આપવાનો આ મીલાવડો નગરશેઠે કરેલો છે, અને પાન સોપારીના મીલાવડમાં કાંઇ ભાષણો આપવાની રીત નથી, પણ અરસપરસ એક બીજાના વિચારો જણાવવા અને

સૌ સાથે હળીમળી રાજીખુશીની બે ઘડી વાતો કરવી, એજ આવા મીલાવડાઓનો મુખ્ય હેતુ હોય છે; માટે હવે આ મંડળમાં કાંઇક અગત્યની ચર્ચાઓ થાય એમ હું ઇચ્છું છું. એમ કહીને ફતેહચંદભાઈ બેસી ગયા.

એ પછી નગરશેઠે **મોતીલાલભાઇને** કહ્યું કેઃ–હવે રીટાયર થયા પછી તમે શું ધંધો રોજગાર કરશો ? તમે હજુ ઘણાંએ કામ કરી શકો તેવા છો, તમારી આવક પણ સારી છે, અને છોકરાઓ પણ ધંધે લાગી ગયેલા છે, તેમજ તમારો સ્વભાવ એવો છે કે કાંઇક નવી નવી યોજનાઓ કર્યા વિના કે કાંઇક ઉપયોગી કામોમાં રોકાયા વિના તમોને ચેન પડેજ નહિ, અને હવે તો નોકરીની ઉપાધ પણ મટી, એટલે આખો દહાડો સાવ નવરા, તેથી તમારો વખત કેમ જશે ? તમારે કાંઇક કામ કરવું પડશે ખરૂં ?

એ સાંભળીને ત્યાં પાસે બેઠેલા એક વૃદ્ધ ગૃહસ્થે કહ્યું કેઃ–**મોતીલાલભાઈ** તો ઘણુંએ બોલે અને ઘણુંએ લખે તેવા છે, પણ હમણાં તેઓથી કાંઈ પણ થઇ શકે તેમ નથી.

એ સાંભળીને નગરશેઠે કહ્યું કેઃ–બેશક હાલનો કાયદો બહુ સખ્ત છે, અને એથી ભલી લાગણીવાળા રાજ્યભક્તોને પણ બહુ મુઝાવું પડે છે, છતાં પણ હદમાં રહીને વચલે માર્ગે ઘણું કામ કરી શકાય તેમ છે.

આ સાંભળીને પેલા વૃદ્ધ ગૃહસ્થે કહ્યું કેઃ–નહિ, નહિ, જરા પણ બોલવાનો વખત નથી.

એ સાંભળીને રેવન્યુ અધિકારી રાવ બહાદૂર **મોતીલાલભાઇએ** કહ્યું કેઃ–કાકા, હું તમારા મતથી જુદો પડું છું. મને તો ઉલટું એમ લાગે છે કે આપણે લોર્ડ **મિન્ટોનો** બહુજ મ્હોટો ઉપકાર માનવો જોઇએ, કારણકે જુવાન માણસોનો જે જોસ ફોગટ ચાલ્યો જતો હતો

તે જોસ હવે કાંઇક વધારે ઉપયોગી કામો કરવામાં વળશે; જે પાણી ખારા સમુદ્રમાં ફોગટ વહ્યું જતું હતું તેની આડો બંધ બાંધી દેવાથી તે પાણી હવે જુદી જુદી નહેરોમાં જઇ શકશે; અને ઘણા મૂર્ખ લોકો મ્હોટા ખડકની સાથે પોતાનું માથું પછાડયા કરતા હતા તેને બદલે હવે એવા લોકો કાંઇક ઠેકાણે આવી જશે. કુતરૂં સુકાં હાડકાંને કરડે ત્યારે પછી પોતાના મોઢામાંથીજ લોહી નીકળે તેથી રાજી થઇને મનમાં એમ સમજે કે આ લોહી હાડકામાંથી નીકળે છે, તેમજ આપણા ઘણા બંધુઓ એવીજ સ્થિતિમાં હતા, તેમાંથી છૂટીને હવે લોકોની દિશા બદલાઈ છે, અને રાજદ્વારી બાબતો કે જેમાં અજ્ઞાન લોકો તથા ઉદ્ધત લોકો કાંઇ પણ કરી શકે નહિ તે દિશામાં ફોગટનાં ફાંફાં મારવાને બદલે એવા લોકો હવે પોતાનું બળ હુન્નર કળાના કામમાં વાપરશે, તેથી ટુંક મુદ્દતની અંદર આપણા દેશને બહુજ મ્હોટો ફાયદો થશે; કારણકે લોકોની અંદર જે બળ છે, જે બુદ્ધિ છે, જે લાગણી છે, અને આગળ વધવાનો જે કુદરતી જોસ છે તે બધું અગાઉ એકજ બાજુ તરફ ધસડાઇ જતું હતું, અને તે બધું પાણી ખારા સમુદ્રમાં ચાલ્યું જતું હતું, પણ લોર્ડ મિન્ટોએ આડો બંધ બાંધી દેવાથી એ પાણી હવે જુદી જુદી નહેરોમાં વહેવા લાગ્યું છે; માટે આપણે લોર્ડ મિન્ટોનો ખાસ ઉપકાર માનવો જોઇએ.

બંધુઓ ! તમને કદાચ લાગશે કે હું એક સરકારી અમલદાર છું માટે સરકારનો પક્ષ કરીને લોર્ડ મિન્ટોનાં વખાણ કરૂં છું, પણ નહિ, બંધુઓ ! એમ સમજવાનું નથી. હું આ જે કહું છું તે મને જે સત્ય લાગે છે તેજ નિષ્પક્ષપાતપણે કહું છું. છતાં પણ હમણાં આ વાત તમોને ગળે નહિ ઉતરે, પણ જેમ લોર્ડ કર્ઝને બંગાળાના ભાગલા પાડીને સ્વદેશીને મ્હોટું જોર આપી દીધેલું છે, અને તેથી તેનો ઉપકાર માનવાનો છે, તેમજ લોર્ડ મિન્ટોએ પ્રેસ એક્ટ કરીને

આપણને જુદી જુદી દિશાઓમાં કામ કરતા બનાવ્યા છે, અને જે દિશાઓમાં કે દેશના હિતની ન્હાની ન્હાની જે લાઇનોમાં આજ દિવસ સુધી આપણે બિલકુલ ધ્યાન આપતા નહિ અને માત્ર એકજ બાજુ તરફ જોઇ રહેતા તેને બદલે હવે આપણે જુદી જુદી લાઇનોમાં કામ કરતા થઇ જઇશું. એ કાંઇ જેવી તેવી વાત નથી. આમ હોવાથી જે કાયદો હાલમાં આપણને ખરાબમાં ખરાબ લાગે છે તેમાંથી પણ પરમાત્મા આપણું ભલુંજ કરશે, અને તે કાયદો પણ જો થોડો વખત રહેશે તો આપણને આશીર્વાદરૂપ થઇ પડશે; કારણકે બીજી કોઇ પણ રીતે આપણે આપણા કોઇ કોઇ ઉછાંછલા બંધુઓને ઠેકાણે લાવી શકત નહિ અને જુદી જુદી લાઇનોમાં તેઓને કામ કરતા બનાવી શકત નહિ, પણ એ કાયદાના એકજ ફટકાથી હજારો માણસો નવી નવી દિશામાં કામ કરવા લાગશે; અને એનાં પરિણામ કાંઇ ન્હાનાં નથી, પણ એનાં પરિણામ બહુજ મીઠાં આવશે. એ માટે જુઓને હું મ્હારોજ દાખલો આપું.

બે વરસ ઉપર મ્હારો એવો વિચાર હતો કે પેન્શન લીધા પછી ફુરસદ મળે ત્યારે છાપાઓમાં રાજદ્વારી બાબતો ઉપર લખવું, અને રાજદ્વારી બાબતોની લોકોમાં જાગૃતિ આવવા સારૂ જાહેર ભાષણો આપવાં, પણ હાલના છાપાના તથા ભાષણો માટેના સખ્ત કાયદા પછી મ્હારા એ વિચારો મ્હેં ફેરવી નાંખ્યા છે. હવે હું તદ્દન નિર્દોષ અને બહુજ ઉપયોગી કામ કરવા ઇચ્છું છું, કારણ કે મ્હારી ખાત્રી થઇ છે કે હવે આપણા દેશમાં વાતો કરનારા, બોલનારા અને લખનારાઓ ઘણાએ થઇ ગયા છે, અને હજી થોડા વરસોની અંદર બીજા ઘણાએ માણસો એવા તૈયાર થશે, એમાં કાંઇ શક નથી. એવી વાતો તો છેલ્લાં પચાસ સાઠ વરસ થયાં થતી આવે છે, પણ એકલી વાતો કરવાથીજ લોકોનું કલ્યાણ થઇ જાય એવી દેશની સ્થિતિ નથી. હવે તો આપણને કામ

કરનારા માણસો જોઇએ છે. આમ કરવું જોઇએ, આમ થવું જોઇએ ને આમ થઈ શકે, એવી લુખ્ખી વાતો કર્યા કરવામાં કાંઈ વળે નહિ. એક હજાર કલ્પિત યોજનાઓ કરી બતાવવા કરતાં એક ન્હાનું પણ ઉપયોગી કામ કરી બતાવવું, તેને હું વધારે સારૂં સમજું છું, અને સર ટી. માધવરાવ, દેશદાઝક રાનાડે અને હિંદના દાદા દાદાભાઈ નવરોજજી તથા સુરેંદ્રનાથ બેનરજી અને દેશભક્ત ઓન. મી. ગોખલે વિગેરે જે સજ્જનો પોતાના લાંબા અનુભવ પછી એમ કહે છે કે, હવે આપણા દેશને કામ કરી શકે તેવા માણસોની જરૂર છે, એ મત સાથે હું બરોબર મળતો થાઉં છું; એટલુંજ નહિ પણ હું પોતે પણ કાંઇક કામ કરી દેખાડવા માગું છું, કારણ કે મ્હારી ખાત્રી થઈ છે કે બહુ બોલવાથી તથા ઉપલકપણે કે નામ પ્રસિદ્ધ કરવાને ખાતર કાંઈ આડું અવળું લખવાથી કાંઈ બહુ ફાયદો થઈ જતો નથી, પણ એવામાં પડ્યું રહેવાથી બહુજ થોડું કામ થાય છે, અને તેમ છતાં હાલના સખ્ત કાયદા પ્રમાણે એવી બાબતોમાં બહુ મ્હોટું જોખમ ખેડવું પડે, છે માટે એવું વગર ગફ્તનું જોખમ ખેડવું તે કરતાં કાંઇક સારૂં કામ કરી બતાવવું એ હજાર દરજ્જે સારૂં છે.

બીજું એ કે આપણા દેશમાં સો માણસોમાંથી માંડ માંડ ત્રણ ચાર માણસો ભણેલા હોય છે, અને તેમાં પણ પાછી જુદી જુદી ઘણીએ ભાષાઓ હોવાથી એક ભાષાનાં છાપાં બીજી ભાષાના લોકો વાંચી શકતા નથી; એટલુંજ નહિ પણ જે સો માણસો ભણેલાં હોય તેમાંથી પણ માત્ર ચાર જણા છાપા વાંચવાવાળા હોય છે.

ત્રીજું: આપણા દેશનાં છાપાનાં ઘરાકો કેટલ હોય છે એ તમે જાણો છો ? કોઇ છાપાનાં ઘરાક પાંચસો, કોઇનાં હજાર, કોઇનાં બે હજાર અને તેથી થોડાં વધારે હોય એટલામાં તો તેના માલેકો રાજી રાજી થઈ જાય છે, અને એટલાં ઘરાકોમાં પણ કેટલાંક ઘરાક તો

વગવસીલાથી કરેલાં હોય છે, કેટલાંક ધરાકો રજવાડાની ખુશામતો કરીને મેળવેલાં હોય છે, અને કેટલાક શ્રીમંતો પોતાના નામને ખાતર છાપાં ખરીદે છે, પણ તે વાંચવાની તસ્દી લેતા નથી. આમ હોવાથી આપણા છાપાં વાંચનારાઓ કેટલા થોડા હોય છે તેનો વિચાર કરી લેવો.

ચોથું : કદી કોઇ એકાદ બે છાપાનાં પાંચ સાત હજાર ધરાકો હોય તો એટલાં ધરાક મળવા માટે તેના માલેકો એવા ફૂલાઇ ગયેલા હોય છે કે મ્હારા જેવાનાં તેઓ લખાણજ લેતા નથી, પણ જે પોતાને વખાણનારા હોય તેઓનાંજ લખાણોનું ભરતીયું કર્યા કરે છે.

આપણા દેશના ઘણાએ છાપાવાળાઓ હજી પોતાની ફરજો પણ બરોબર ક્યાં સમજે છે? અને હાલના જમાનામાં લોકોને આગળ વધારવા માટે કઇ જાતનાં લખાણોની જરૂર છે, અને તેઓના ઉપર કેટલી બધી ગંભીર જોખમદારી રહેલી છે, તે પણ બહુ થોડાજ લોકો સમજે છે. એવા કેટલાક છાપાવાળાઓને હું ઓળખું છું કે જેઓ પોતાનાં છાપાંમાં સનાતન ધર્મનાં બાંકાં ફૂંકે છે, આભડછેટનાં વખાણ કરે છે, અને તેમ છતાં પોતાને દરરોજ વિલાયતી બીસ્કુટ અને ઇરાનીની દુકાનની ચાહ વિના ચાલતું નથી; એટલુંજ નહિ પણ પોતાનાં છાપાંમ સ્વદેશી માટે અતિશય લાગણી બતાવે છે, અને પોતાના ઘરમાં બધું પરદેશી હોય છે. આવી રીતે દરેક બાબતોમાં આપણા દેશના ઘણાખરા લોકો પોલમપોલ ચલાવે છે, યાદ રાખજો કે હું કાંઈ કોઈ અમુક માણસ માટે બોલતો નથી, પણ સામાન્ય રીતે આપણા લોકોમાં જે માનસિક ઢીલાપણું છે, અને દેખાડવાના દાંત જુદા, અને ચાવવાના દાંત જુદા, એવી સ્થિતિ છે તે માટે મને બહુ લાગી આવવાથી મ્હારાથી આમ કહેવાઇ જાય છે, અને તેમ છતાં જો એથી કોઇને માઠું લાગે તો હું માફ માગું છું.

બંધુઓ ! તમારે એમ ન સમજવું કે હું એક સરકારી અમલદાર છું માટે અમલદારની નજરે જોઇને આ બધું બોલું છું, પણ હું જે કાંઈ વિચારો ધરાવું છું તેજ, મ્હારા ખાનગી વિચારોજ ખુલ્લા દિલે હું તમારી આગળ તક મળવાથી જાહેર કરૂં છું, માટે એમાં અમલદારીનું તત્ત્વ ભળેલું હશે, એમ સમજવાની ભૂલ કરવી નહિ, એમ હું વિનંતિ કરૂં છું.

જેમ છાપામાં લખવાથી કાંઈ બહુ વળતું નથી તેમજ જાહેર સભાઓમાં ભાષણો આપવાથી પણ કાંઈ બહુ કામ થઈ જતું નથી; કારણ કે ભાષણ આપવું હોય ત્યારે કેટલાં બધાં હેન્ડબીલો છપાવવાં પડે છે, કેટલી બધી ચીઠ્ઠીઓ લખવી પડે છે, કેટલાં બધાં છાપાંઓમાં જાહેર ખબર આપવી પડે છે, અને તેમ છતાં પણ કેવી ખાલી ખુરસીઓ તથા બાંકડાઓ હોય છે, એ કાંઇ તમારા ધ્યાન બહાર નથી. એવો અનુભવ તો સૌને થોડો ઘણો થયો હશે. એટલે ભાષણો આપવાથી પણ કાંઇ બહુ શુકવાર થઈ જાય તેમ નથી; કારણ કે સારૂં ભાષણ આપવાવાળા સદ્‌ગૃહસ્થોજ પ્રથમ તો બહુ થોડા છે, અને વળી સાંભળનારાઓ તો ઘણું કરીને એક કાને સાંભળીને બીજે કાનેથી કાઢી નાખનારાજ હોય છે, કારણ કે કોઈ પણ કામ અતિશય લાગણીથી પૂરેપૂરા ઉંડા ઉતરીને તથા ઠેઠ મુકામ સુધી પહોંચીને કેમ કરવું, તેની ચાવીજ આપણા લોકોને હજી મળેલી નથી, તેથી બિચારા અજ્ઞાન સાંભળનારાઓ પણ દેખાદેખીથી તાળીઓ પાડીને ચાલ્યા જાય છે. આમ હોવાથી છાપાના લખાણથી કે ભાષણોથી મ્હોટી સેવા થઇ જાય કે લોકો ઉપર તેની બહુજ સારી કે માઠી અસર થઇ જાય, એમ હું માનતો નથી. કેટલાક અધિકારીઓ એવી બહુ બ્હીક રાખે છે, પણ આ બધા સંજોગો જોયા પછી મને કાંઈ એમાં બહુ દમ જેવું દેખાતું નથી; કારણ કે પ્રથમ દેશમાં કેળવણીજ ક્યાં

છે? એક ભાષા ક્યાં છે? છાપાં વાંચવાવાળા કે ભાષણો સાંભળવા-વાળા માણસોજ પૂરતી સંખ્યામાં ક્યાં છે? અને જે થોડા ઘણા વાંચે કે સાંભળે તેમાં પણ કાંઇક કામ કરી શકે એવા કેટલા જણાય છે? એ તો જરા જુઓ! એ બધું જોતાં આપણને નિરાશા લાગ્યા વિના રહે નહિ.

બંધુઓ! છાપાંઓ તથા ભાષણો માટે આમ કહીને હું કાંઈ તમારા મનમાં એમ ઠસાવવા માગતો નથી કે એ કાંઇ ખરાબ કામ છે, અથવા તેમાં કાંઈ વળી શકે નહિ. એ રસ્તે પણ બહુજ મ્હોટાં કામો થઇ શકે છે, એમ હું બરોબર રીતે સમજું છું, પણ તેમ છતાં એ બાબતમાં મ્હારો જે વાંધો છે તે એજ છે કે, જેવી રીતે કામ લેવું જોઇએ તેવી રીતે કામ લેવાતું નથી, અને જેટલા મ્હોટા વિસ્તારમાં એ કામ થવું જોઇએ તેટલા મોટા વિસ્તારમાં તે થતું નથી; તેમજ એ કામ કરવા માટે જે પૂરતાં સાધનો જોઇએ અને એ માટે જેવી દ્રઢતા તથા જેવી યોગ્યતા જોઇએ, અને જેવું બોલવા પ્રમાણે ચાલવાનું ચારિત્રમાં બળ જોઇએ તે બધું હજી આપણામાં બરોબર રીતે નથી. માટે એ લાઇનમાં હાલમાં ઝાઝું કામ થઈ શકતું નથી એમ હું માનું છું. તેથી એવી બાબતોમાં પડવાનો વિચાર મ્હેં છોડી દીધો છે, અને એ માટે લોર્ડ મિન્ટોનો ઉપકાર માનું છું; કારણ કે તેણે જો હાલના જેવા સખ્ત કાયદાઓ ન કર્યા હોત તો આગળ પાછળ કાંઇ પણ જોયા વિના મ્હારી શક્તિનું બળ—મ્હારી નદીનું પાણી પણ એ ખારા દરિયામાંજ ચાલ્યું જાત. પણ એને બદલે હવે મ્હેં એમ ઠરાવ કર્યો છે કે એ શક્તિને—એ પાણીને એક નવીજ નહેરમાં વાળી દઉં; અને તે એજ કે:—

ન્હાનાં ન્હાનાં ગામડાં તથા શહેરોમાં કાંઇ હાઇસ્કુલો ને કૉલેજો હોતી નથી, તેથી ત્યાંના વિદ્યાર્થીઓને મ્હોટાં શહેરોમાં અભ્યાસ

કરવા માટે જવું પડે છે, પણ ત્યાં રહેવા તથા ખાવાનું ખર્ચ બહુ વધારે લાગે છે, અને તેમ છતાં પણ સારૂં ખાવાપીવાનું કે હવા અજ-વાળાવાળું મકાન મળતું નથી, તેથી વિદ્યાર્થીઓની તન્દુરસ્તી બગડે છે, અને ખર્ચ વધારે લાગે તેથી ઘણાએ ગરીબો તથા સાધારણ સ્થિતિનાં માણસો પોતાનાં છોકરાંઓને ઉંચી કેળવણી આપી શકતાં નથી, અને શ્રીમંતોની પાસે તો પૈસા હોય એટલે તેઓ વધારે ભણ-વાની જરૂરજ સમજતા નથી; અને કદી કોઈ સારો માણસ ભણ-વાની જરૂર સમજે તોપણ અતિશય મોજશોખને લીધે તથા માંડમાંડ કરીને હોય અને ભાઈ ભાઈ થતું હોય તેથી કાંઇ ભણી શકતા નથી.

આ બધી અગવડો મ્હારા બે છોકરાઓને ભણાવતી વખત મ્હેં જોયેલી છે, અને મ્હારો મનુભાઇ મ્હને વારે વારે કહે છે કે બાપુ, આ બાબતમાં તમે કાંઈક કરો તો સારૂં, અને હવે મ્હને પણ એ વાત બહુજ જરૂરની લાગે છે, કારણ કેઃ–

૧ લું. હાઇસ્કુલોમાં તથા કોલેજોમાં વધુ ભાગે પરગામનાજ વિદ્યાર્થીઓ હોય છે.

૨ જું. વિદ્યાર્થીઓનો મ્હોટો ભાગ સાધારણ સ્થિતિનો તથા ગરીબ સ્થિતિનો હોય છે.

૩ જું. શહેરોમાં ભાડાં મોઘાં હોયજ, તેથી સારી જગ્યા ઓછા ભાડામાં મળી શકે નહિ, અને વધારે પૈસા ખરચી શકે તેવી સ્થિતિ વધુ ભાગે વિદ્યાર્થીઓની હોયજ નહિ, તેથી તેઓને પોતાનાં સગાં વ્હાલાંને ત્યાં અથવા જંગલી જેવી વીશીઓમાં નભાવી લેવું પડે છે. ત્યાં અનુકૂળ સગવડો હોયજ નહિ એતો દેખીતુંજ છે, કારણ કે જે સગાંઓને ત્યાં રહેતા હોય તેઓને ત્યાં કાંઈ અભ્યાસ માટે જુદી એકાંતની જગ્યા મળી શકે નહિ; તેમજ આપણા દેશમાં કેળવણીની ખામીને લીધે બાઇડીઓ બહુજ સાંકડા વિચારની હોય છે, તેથી તેઓ

પોતાને ઘેર રહેતા વિદ્યાર્થીઓને તેલ પાઇને એરંડીઉં કાઢવા જેવું કરે છે. ઘણો વખત તેમની પાસે પોતાનાં છોકરાંઓને તેડાવ્યા કરે છે, અને ઘરનાં નજીવાં નજીવાં કામકાજોમાં તેઓ વિદ્યાર્થીઓને રોકી રાખે છે, અને એમાં પોતાની હુંશિયારી સમજે છે; પણ વિદ્યાર્થીઓનો વખત કેટલો બધો કિંમતી હોય છે, અને તેઓની ઉપર એવો મફતનો નજીવો બોજો ન નાંખવો જોઇએ તથા તેઓની આગળ હલકી જાતની વાતો ન કરવી જોઇએ એનો તેઓને ખ્યાલ હોતો નથી, તેથી તેઓના સહવાસથી ઉલટા વિદ્યાર્થીઓ બગડે છે. જે વિદ્યાર્થીઓ વીશીમાં રહેતા હોય તેઓના પણ બૂરા હાલ હોય છે, કારણ કે વીશીવાળાઓ ઘણું કરીને માત્ર પોતાની કમાણીનીજ દરકાર રાખે છે. તેઓ કાંઈ વિદ્યાર્થીઓના હિત સામે જોતા નથી. બીજું એકે વીશીમાં તો ઘણાએ લફંગા માણસો પણ જમવા આવતા હોય, અને ત્યાં ઘણું કરીને હલકા પ્રકારની ગામઠી વાતોજ ચાલતી હોય તેના સંસ્કાર વિદ્યાર્થીઓના મગજમાં ભરાઇ જાય એ પણ કાંઈ ઠીક નહિ.

૪ થું. કેટલાક સારી સ્થિતિના વિદ્યાર્થીઓ હાઇસ્કુલનાં કે કૉલેજનાં બોર્ડીંગમાં રહે છે. ત્યાં રહેવાની સગવડ કેટલેક ઠેકાણે સારી હોય છે, પણ ખાવા પીવાની બાબતમાં તો ત્યાં પણ અંધેર ખાતું હોય છે, અને તેમ છતાં એવાં બોર્ડીંગોમાં રહેવામાં ઘણું વધારે ખર્ચ લાગે છે, અને વળી સ્કૉલરોને તેમાં વારા ફરતી કાંઇક કાંઇક કામ કરવું પડે છે, તેથી તેમાં તેઓને વખતનો ભોગ આપવો પડે છે.

૫ મું. વિદ્યાર્થીઓ જુદે જુદે ઠેકાણે જુદા જુદા રહે તેથી તેઓને એક બીજાની સાથે રહેવાથી અભ્યાસ કરવામાં તથા વિચારોની આપ લે કરવામાં અને ભાષા સુધારવાનો જે લાભ મળવો જોઇએ તે લાભ મળી શકતો નથી; પણ જો આ બધા વિદ્યાર્થીઓને સાથે રહેવાની તથા ખાવા પીવાની ટુંકા ખર્ચવાળી સગવડો હોય તો વિદ્યા-

ર્થીઓની તનદુરસ્તી વધારે સારી રહી શકે, તેઓ વધારે જોરથી વધારે અભ્યાસ કરી શકે, અને ઘણાં માબાપો પોતાનાં છોકરાંઓને ભણાવવાનો લાભ આપી શકે. માટે એવું એક મ્હોટું ખાતું ખોલવા મ્હારી ઇચ્છા છે.

બંધુઓ ! મ્હને પગાર જોઇતો નથી, મ્હને નફો જોઇતો નથી, અને મ્હને માનપાનની પણ ઇચ્છા નથી; કારણ કે એ બધું તો આજ દિવસ સુધીમાં મ્હેં ઘણુંએ ભોગવી લીધું છે. હવે તો માત્ર દેશની સેવા કરવી અને વિદ્યાર્થીઓની સેવા કરવી, એજ મ્હારી ઇચ્છા છે. એ માટે મ્હારો એક મિત્ર માટુંગામાં મફત જગ્યા આપે છે, ને એક ગૃહસ્થ તે ઉપર મકાન બંધાવી આપે છે. તે મકાન નીચે દુકાનો કાઢશે તેના ભાડામાંથી તે મકાનનું મરામત ખર્ચ તથા મ્યુનિસિપાલીટીનાં બીલોનું ખર્ચ નભી શકશે, અને રૂપિઆના વ્યાજની તેને દરકાર નથી, એટલે માત્ર નામના ભાડાંથી વિદ્યાર્થીઓને રહેવા માટે તે જગ્યા બૉર્ડીંગહાઉસ તરીકે આપી શકાશે. તેમાં ત્રણસો વિદ્યાર્થીઓનો સમાસ થઇ શકશે, અને એક લાખ રૂપિયાના ખર્ચમાં એક વરસમાં તે સાદુ પણ સગવડ ભર્યું મકાન તૈયાર થઇ જશે.

એ મકાનમાં ખાટલા, ખુરસી, વાસણકુસણ તથા બીજા પરચુરણ સરસામાનનો ખર્ચ હું કરીશ, અને હુંશિયાર રસોયા રાખી મ્હારી દેખરેખ નીચે બધું કામકાજ ચાલશે. દાણા તથા ઘી દૂધ વિગેરે લાવવાનું તથા તેની પરીક્ષા કરવાનું કામ પણ હું જાતેજ કરીશ, અને દરેક કામમાં જેમ બને તેમ વાજબી રીતની કરકસર કરીશ, તેથી મને આશા છે કે બહુ ટુંકા ખર્ચમાં એ ખાતું હું ચલાવી શકીશ. તેમાં પહેલો વર્ગ ને બીજો વર્ગ એવા બે વર્ગ રાખશું, અને હાલમાં કૉલેજોની બૉર્ડિંગોમાં જે ખર્ચ લાગે છે તેથી ઘણાજ ઓછા ખર્ચમાં ઘણીજ વધારે સારી સગવડો પૂરી પાડી શકશું. પહેલા વર્ગની રીતે

રહેવા ખાવા ઇચ્છનાર વિદ્યાર્થીને વરસના દોઢસો રૂપિયા લાગશે, અને બીજા વર્ગવાળાઓને વરસના સો રૂપિયા રહેવાના તથા ખાવાના ખર્ચના લાગશે. તેમાં બંને વખત જમવાનું, એક વખત દૂધ, ધોતીયાં ધોવાં, ગરમ પાણીએ ન્હાવું, નોકરની સગવડ વિગેરે બધું ખર્ચ આવી જશે.

એમાંથી જે કાંઇ થોડા ઘણા પૈસા બચે તેમાં સેંકડે દશ ગરીબ વિદ્યાર્થીઓને ફ્રી બૉર્ડર તરીકે રખાશે. વિદ્યાર્થીઓના પૈસામાંથી એટલું પુન્ય થાય એ પણ બહુ સારી વાત છે.

બંધુઓ ! આ તો **મુંબઇના** ખર્ચની વાત થઇ, પણ **અમદાવાદ, પુના, સુરત, રાજકોટ, ભાવનગર** વિગેરે ઠેકાણે તો એથી પણ ઓછા ખર્ચમાં—પોણા ખર્ચમાં આવી મજેની સગવડો થઈ શકે તેમ છે.

કોઇને કદાચ એમ લાગશે કે હાલના મોંઘવારીના વખતમાં આટલા ટુંકા ખર્ચમાં આવી સારી સગવડો આપી શકાય નહિ. એ વાત કેટલેક દરજ્જે ખરી છે, પણ જ્યાં સમજી સમજીને કામ લેવામાં આવે, કરકસરથી કામ લેવામાં આવે, પોતાના સ્વાર્થનો ભોગ આપીને કામ લેવામાં આવે, અને દુનિયાદારીના પકકા અનુભવનો લાભ લેઇને પરમાર્થ વૃત્તિથી કામ લેવામાં આવે, અને જ્યારે બીજાં પણ ઘણાંએ ભાઈ બ્હેનો પોતાથી બનતી મદદ આપવા કે સારી જીભ વાળવા તૈયાર થઈ જાય ત્યારે ઘણાજ ઓછા ખર્ચમાં બહુ સારાં કામો થઈ શકે છે, અને સારી સગવડો ભોગવી શકાય છે. કરકસર એ તો મ્હારો મુખ્ય સિદ્ધાંત છે, કારણકે જેમ ઓછા ખર્ચમાં ભણી શકાય તેમ વધારે વિદ્યાર્થીઓ ઉંચી કેળવણીનો લાભ લઇ શકે છે, માટે જેમ બને તેમ વિદ્યાર્થીઓ ઉપરનો ખર્ચનો બોજો ઓછો કરવો, અને તેઓને રહેવાની તથા ખાવાની સારી સગવડો પૂરી પાડવી, એ આપણી સૌની ખાસ ફરજ છે. માટે બંધુઓ! હવે નોકરીમાંથી રીટાયર થઇને

હું આ કામ કરવાનો છું, અને મને આશા છે કે એક વરસની અંદર આ બધી યોજનાઓ ઇશ્વરકૃપાથી પાર પડી શકશે.

હવે વિચાર કરો કે ઉંચી કેળવણી લેતા વિદ્યાર્થીઓ કે જેઓ દેશની ભવિષ્યની આશા છે, જેઓ દેશના સ્થંભ થવાના છે, જેઓ પ્રકાશિત તારાઓ થવાના છે, અને આપણી મ્હોટી મ્હોટી શુભ યોજનાઓ તથા ઉંડી ઉંડી આશાઓની લગામ જેમને સોંપવાની છે, તે જુવાન બંધુઓની–તે ખીલતા ગુલાબોની–તે વૃદ્ધિ પામતા શુકલપક્ષના ચંદ્રોની સેવા કરવી, એ શું ઓછા પુન્યનું કામ છે? અને એ શું ન્હાની સેવા છે? બંધુઓ! યાદ રાખજો કે બહારથી બહુ મ્હોટા લાગતા પણ અંદરથી પોલા સુંદર ફીણના ઢગલા જેવા–એક ફુંકે ઉડી જાય તેવા રાજદ્વારી વિચારો કરવા, અને "ખોદીએ ડુંગર ત્યારે માંહેથી નીકળે ઉંદર" એવા કામોમાં પડયું રહેવું, અને નાહકનો વખત ખોઇ નાંખવો, તેને બદલે આવાં જરૂરનાં તથા ઉત્તમ પ્રકારની સેવાનાં કામો સ્વીકારવાં, અને તેમાં રોકાઇ રહેવું, એ શું મહાભાગ્યની વાત નથી? બેશક, એટલું ખરૂં કે રાજદ્વારી લાઇનમાં કાયદાસર કામ કરવું, એ પણ બહુ મહત્વની વાત છે, પણ એ શક્તિ કાંઇ બધામાં હોય નહિ. એમાં વિદ્વત્તા, લાગવગ, અનુભવ, પોઝીશન, વખતનો ભોગ, પૈસાનો ભોગ, અને ફળવિફળ વિગેરે ઘણી બાબતોની જરૂર છે, માટે જેનામાં એવી યોગ્યતા હોય, અને જેનામાં એવું કુદરતી વલણ હોય તેઓ ભલે ખુશીથી મધ્યસ્થપણું જાળવીને એ લાઇનમાં જાય, તેમાં કાંઇ અડચણ નથી; જો એવી રીતે રહેતાં આવડે તો એ લાઇનમાં તો ઉલટું વધારે માનપાન મેળવવાની, અને બીજા કોઇ પણ ખાતાં કરતાં વધારે સારી રીતે સેવા કરવાની તકો છે, પણ તેવી રીતે કામ લેતાં આવડવું જોઇએ; એજ મુખ્ય મુદ્દાની વાત છે. એ મુદ્દો ધ્યાનમાં રાખ્યા વિના આપણા ઘણાએ બંધુઓ હાલમાં એ

લાઇનિ તરફજ દોડવાનો વિચાર રાખે છે, પણ એ તરફ દોડનારાઓએ સમજી રાખવું જોઇએ કે એ કાંઈ સ્હેલી લાઇનિ નથી; પણ એ તો રાયણનાં ઝાડ છે, એટલે તે રોપનારને કાંઈ ઘડીકમાં ફળ મળી જાય તેમ નથી, એમાં તો દાદાભાઇના જેવી ધીરજ જોઇએ, બાબુ સુરેન્દ્રનાથના જેવો ઉત્સાહ જોઇએ, માનવંત ગોખલેના જેવું સ્વાર્પણ ને નિડરતા જોઇએ, અને ફીરોજશા મહેતાના જેવું બુદ્ધિબળ તથા ચતુરાઇ જોઇએ. એ વિના જો એ લાઇનિમાં પડે ને ઉતાવળા થઈ જાય તો ઉલટું નાહકનું મ્હોટું જોખમ ખેડવું પડે, તે કરતાં જેઓ મ્હારા જેવા સાધારણ સ્થિતિ–સાધારણ શક્તિના માણસો હોય તેઓએ તો આવી જાતની તુરત ફળ દેખાય તેવી નિર્દોષ સેવાઓ સ્વીકારવી, તેમાંજ વધારે કલ્યાણ છે.

બંધુઓ ! આજ દિવસ સુધી ભારતના ઘણાએ ભાઇઓ માત્ર પરપોટા સાથેજ રમ્યા કરતા હતા, અને બૂમો પાડીનેજ રાજી થતા હતા; અને એ વહેણ એટલાં બધા જોરમાં હતું કે કામ કરી શકે તેવા સારા સારા માણસો પણ એ પ્રવાહમાં તણાઈ જતાં હતા. એ વાતોના પોલાણમાંથી પોતાની ખુશીથી લોકો ઘડીકવારમાં નીકળી શકત નહિ, પણ લોર્ડ મિન્ટોએ તેની આડો બંધ બાંધી દઇને આપણી શક્તિઓને જુદાં જુદાં સુકાઇ જતાં ખેતરોમાં મોકલવાની સગવડતા કરી આપી છે. એ માટે કદી હમણાં નહિ તો પાંચ દશ વરસ પછી પણ તેનો ઉપકાર માનવોજ પડશે; કારણ કે હું તો મ્હારા પોતાનાજ દાખલાથી ચોખ્ખી રીતે સમજુ છું કે જો પ્રેસ એક્ટ થયો ન હોત તો વિદ્યાર્થીઓની સેવા કરવાનું ઉત્તમ કામ હું કરી શક્યો હોત નહિ, પણ આમ થવું જોઇએ ને આમ કરવું જોઇએ એમાંજ રહી જાત, પણ તેને બદલે વિદ્યાર્થીઓની સેવા કરવાનું મને સૂઝયું, એ માટે હું મને પોતાને ભાગ્યશાળી સમજું છું, અને આવી જાતનાં તમારાથી

બની શકે તેવાં કાંઈક કાંઈક કામો કરવાની હું તમને વિનંતિ કરૂં છું. એમ કહીને રાવ બહાદુર મોતીલાલભાઈ બેસી ગયા.

આ વિચાર ઘણા લોકોને ગમ્યા, અને બે ચાર ઉછાંછળા વિચારના જુવાનોને તે ન ગમ્યા; છતાં પણ એકંદરે ત્યાં બેઠેલા મંડળ ઉપર રાવબહાદૂરના વિચારોની બહુ સારી અસર થઈ, અને નગરશેઠે એ વિચારોને ટેકો આપ્યો. એ પછી પાન સોપારી લઇ મિલાવડો વિસર્જન થયો.

---

## ૩.

# મ્હારા દોસ્તો.

### કાકુ શેઠ.

મ્હારા હાથ નીચે પ્રીવીયસમાં અભ્યાસ કરતા એક ગરીબ વિદ્યાર્થીને સ્કૉલરશીપ અપાવવાની વાત કરવા સારૂ કૃષ્ણવિલાસ મહેલ-વાળા કાકુશેઠ પાસે હું ગયો હતો, કારણ કે એવી બાબતોમાં કાકુ શેઠ બહુ સારો ભાગ લેતા હતા. મને તેની સાથે બહુ સારી ઓળ-ખાણ હતી, તેથી એક બહુજ ગરીબ પણ પાણીદાર અને આગળ વધી શકે તેવા લાયક જુવાન વિદ્યાર્થીને મદદ કરવાની અરજ કરવા સારૂ એ શેઠ પાસે ગયો હતો. એ શેઠ પૈસા ખરચવામાં બહુ ઉદાર હત . વાતમાં સમજી જાય તેવા હતા, અને સારી આવકવાળા તથા એકંદરે બહુ સારી ચાલના સદ્‌ગૃહસ્થ હતા. છતાં પણ ધર્મ સંબંધી બાબતોમાં તેઓ બહુ સાંકડા વિચારના હતા, કારણ કે ન્હાની ઉમરમાં તેમનાં માતાપિતા ગુજરી ગયાં હતાં, અને બાપની મા પાસે તેઓ ઉછરેલા હતા. એ ડોશી બિચારી જૂના વખતના વિચારોની

મરજાદણ હતી, અને મંદિરોમાં દર્શન કરવા સારૂ દોડયા કરવામાંજ તથા છાંટાથી છોવાઈ જવામાંજ બધો ધર્મ આવી ગએલો સમજનારી હતી. તેની સોબતમાં ઉછર્યાથી કાકુશેઠમાં પણ આભડછેટની બાબતમાં તથા ધર્મ સંબંધી ઉંડા જ્ઞાનની બાબતમાં બહુ સાંકડાપણું રહી ગયું હતું; તેમજ તેઓ બહુ મોટા શ્રીમંતના દીકરા, માબાપ વિનાના અને લાડમાં ઉછરેલા; તેમજ જૂના વિચારની દાદીને જ્ઞાનની કિંમત નહિ તેથી તે શેઠ કાંઇ બહુ ભણેલા પણ નહોતા. અંગ્રેજી ત્રીજી ચોપડી પૂરી કર્યા પહેલાં તેમણે સ્કુલ છોડી દીધી હતી. છતાં પણ તેઓ જન્મથીજ કાંઇક સારા સંસ્કારવાળા હતા, અને શ્રીમંતોમાં તથા ખાનદાન કુટુંબોમાં કુદરતી રીતેજ જે એક જાતની પ્રતિભા હોય છે, એક જાતનું તેજ હોય છે, એક જાતની અદબ હોય છે, એક જાતની મગરૂરી હોય છે, એક જાતની સહનશીલતા હોય છે, એક જાતનું સૌન્દર્ય હોય છે, એક જાતની કાંઇક ખાસ આવડત હોય છે, એક જાતનો કાંઇક ખાસ શોખ હોય છે, એક જાતનો કાંઇક વારેવારે આવનારો મંદવાડ હોય છે, અને ઘણા માણસોના સંબંધમાં આવવાથી તથા નોકરો સાથે અને બીજા ખુશામતીયાઓ સાથે કેમ કામ લેવું, તે બાબતમાં રોજની ટેવ હોવાથી તથા શ્રીમંતાઇને લીધે વગર માગ્યે અનેક જાતનાં સાધનો તથા તકો મળવાથી ઘણા શ્રીમંતોમાં તથા જૂનાં ખાનદાન કુટુંબોમાં જે કેટલાક ગુણો વંશપરંપરાથી ચાલ્યા આવતા હોય છે, તથા કેટલીક ખામીઓ હોય છે તેમજ કેટલાક રીતરિવાજોમાં તથા સ્વભાવમાં જે સ્પેસ્યાલિટિ હોય છે તેવું આ શેઠમાં પણ ઘણુંએ હતું; તેથી નિશાળની ચોપડીઓનું ઓછું જ્ઞાન હોવા છતાં પણ વ્યવહારની ઘણી બાબતોમાં તેઓ બહુ કુશળ હતા. વળી પોતાનું નામ કહાડવાની તેમને બહુ ઇચ્છા હતી, તથા પોતાના સમોવડીયા શેઠીયા કરતાં પોતે કાંઇક અધિક કરી બતાવવું

એવી તેમની પ્રકૃતિ હતી, તેથી કેળવણીના કામમાં તથા એવીજ બીજી ઘણી બાબતોમાં તેઓ આગળ પડતો ભાગ લેતા હતા; અને પોતાની આવકના પ્રમાણમાં તો નહિજ, તોપણ બીજાઓના પ્રમાણમાં કાંઇક ઠીક પૈસા ખર્ચતા હતા, એટલે મ્હારે તેમની સાથે થોડીક દોસ્તી થઇ ગઇ હતી. પરમાર્થનાં બે ચાર ખાતાંઓ માટે પ્રસંગોપાત મ્હારે તેમની સાથે મળવું હળવું થયા કરતું હતું, અને આ વખતે પણ હું એજ કામસર ગયો હતો, અને તેમાં ફતેહ મેળવી આવ્યો હતો. એ પછી કેટલીક જાણવા લાયક વાતો કરી હું ઉઠવા લાગ્યો, ત્યારે તે શેઠે કહ્યું કે—શું ઉતાવળ છે? જરા બેસો. હજી કૉલેજમાં જવાને તો ઘણી વાર છે.

ત્યારે મ્હેં કહ્યું કે—આજે અગીયારની ટ્રેનમાં મ્હારા મિત્ર **ખીમો**ભાઈ આવનાર છે, તેથી તેને લેવા માટે સ્ટેશન ઉપર જવું છે.

એ સાંભળીને કાકુશેઠે પૂછ્યું કે—**ખીમો**ભાઇ કોણ છે?

ત્યારે મ્હેં કહ્યું કે—**ખીમો**ભાઇ **રાજ**કોટના મોચી છે, અને તે મ્હારા બહુ મ્હોટા મિત્ર છે; તેઓ મ્હારે ઘેર ઉતરવાના છે, અને અઠવાડીયું રોકાવાના છે, માટે તેને તેડવા સારૂ મ્હારે સ્ટેશન ઉપર જવું છે.

## મિત્રની પસંદગી સંબંધે કાકુશેઠના વિચારો.

એ સાંભળીને તે ધર્મ સંબંધી સાંકડા વિચારના શેઠીયાએ મને કહ્યું કે અરરર!! આ તમે શું બોલો છો? એક મોચી તમારો દોસ્ત! તમે જાતે બ્રાહ્મણ, વળી એમ. એ.ની ડીગ્રીવાળા, અને મ્હોટી કૉલેજના વખણાએલ પ્રિન્સિપાલ અને તેમ છતાં તમારો દોસ્ત મોચી? એ તો બહુ અજાયબ જેવું છે!

એ સાંભળીને મ્હેં કહ્યું કે—શેઠ, મ્હારા દોસ્તો તો બધા એવાજ છે. એક હજામ મ્હારો દોસ્ત છે, એક બાવો મ્હારો દોસ્ત છે, એક સુતાર મ્હારો દોસ્ત છે, એક કોળી મ્હારો દોસ્ત છે, એક ભિખારી

બ્રાહ્મણ મ્હારો દોસ્ત છે, એક ગાયન ગાનારી નાયકા મ્હારી દોસ્ત છે, એક ખોજો મ્હારો દોસ્ત છે, અને એક ઢેડ પણ મ્હારો પરમ મિત્ર છે; ત્યારે એક મોચી મ્હારો મિત્ર હોય તેમાં નવાઇ શું?

એ સાંભળીને **કાકુશેઠે** કહ્યું કે, ભટ્ટ સાહેબ! મહેરબાની કરીને આવી વાત કોઇને કહેશો માં, નહિં તો તમારી કિંમત થઈ જશે; કારણ કે અંગ્રેજીમાં એક કહેવત છે કે 'તમારા દોસ્તો કેવા છે, તે તમે મને કહો, એટલે તમે પોતે કેવા છો, તે હું તમને કહી દઇશ.' એ કહેવત મ્હેં તો માત્ર સાંભળેલી છે, પણ તમે તો પ્રિન્સિપાલ સાહેબ છો, એટલે બરોબર રીતે જાણતા હશો, માટે મ્હારી પાસે આવી વાત કરી તે તો ઠીક છે, પણ મહેરબાની કરીને બીજા કોઈ પાસે એ વાત કહેશો માં, નહિ તો તમારી આબરૂના કાંકરા થશે.

એ સાંભળીને મ્હે કહ્યું કે બેશક એવી રીતે દોસ્તોના ગુણ જાણીને જો તમે પરીક્ષા કરતા હો તો તો બહુજ સારી વાત; પણ હજામ, મોચી, ઢેડ, વિગેરે નામ સાંભળીનેજ જો ભડકી જતા હો તો એમાં કાંઈ ઉપાય નથી.

ત્યારે તે શેઠે કહ્યું કે પરીક્ષા તો જાત ઉપરથી ને ધંધા ઉપરથીજ થઇ જાય છે. મોચીમાં, બાવામાં, ભિખારીમાં, ઢેડમાં ને નાયકામાં તે બીજો શું માલ હોય?

**માત્ર જાત ઉપરથીજ ગુણ દોષ કલ્પી લેવાય નહિ.**

એ સાંભળીને મ્હે કહ્યું કે–શેઠ સાહેબ! આ ઠેકાણેજ આપણા લોકોની ભૂલ થાય છે. પણ ધંધા ઉપરથી અને જાત ઉપરથી ગુણ દોષ કલ્પી લેવાની કઢંગી ભૂલો હવે વધારે વાર ચલાવી લેવી જોઇતી નથી, કારણ કે અંગ્રેજી કેળવણી આપણને સૌને સમાનતા ઉપર લાવતી જાય છે, એટલુંજ નહિ પણ જે ધંધા કરવામાં અસલના લોકો શરમ સમજતા કે હલકાઇ સમજતા તેવા ઘણા ધંધા હાલના વખતમાં

આબરૂદાર ગણાતા લોકો પણ કરવા લાગ્યા છે. અસલના વખતમાં જેમ અમુક જાતના લોકો અમુકજ કામ કરે, એવો નિયમ હતો, અને એવાં બંધનો હતાં, તેવા નિયમ અને તેવાં બંધનો હાલના વખતમાં નથી, એટલુંજ નહિ પણ અસલના વખતમાં અમુક જાતના લોકો અમુક પ્રકારનું જ્ઞાન મેળવી શકતા નહિ, પણ હાલના વખતમાં દરેક માણસ મરજી પડે તેવું જ્ઞાન મેળવી શકે છે, એમાં સમાજ તરફથી કે રાજ્ય તરફથી કાંઇ પણ અડચણ થતી નથી. આવી રીતે દેશ, કાળ અને સંજોગો બદલાઇ ગયા છે, માટે નાત ઉપરથી અને ધંધા ઉપરથી લોકોની ખરી કિંમત થઈ શકે નહિ; અને તેમ છતાં જો એવી રીતે કિંમત ધારી લઇએ તો એમાં ઘણી વખત ભૂલ થયા વિના રહે નહિ. છતાં હું એટલું કબૂલ કરૂં છું કે જૂના વિચારના લોકો આવી સાદી વાતો અને ચોખ્ખી વાતો પણ સ્હેલાઇથી ઘડીકમાં કબૂલ કરે નહિ. પણ તમે એટલા ભલા છો કે મારા મિત્રો કેવા છે, તે જાણવા ઇચ્છો છો, અને તે ઉપરથી મ્હારી પરીક્ષા કરવા ઇચ્છો છો, તો મ્હારા મિત્રોની હકીકત સાંભળો.

ત્યારે તે શેઠે કહ્યું કે ભલે, તમારી ઇચ્છા હોય તો હું ખુશીથી સાંભળું, પણ હું નથી ધારતો કે એથી મ્હારા મનનું કાંઈ સમાધાન થાય; કારણ કે તમે ગમે એટલી વાતો કરો તોપણ મોચીમાં, હજામમાં, કોળીમાં કે ઢેડમાં તે માલ ક્યાંથી આવી પડે ?

એ સાંભળીને મ્હેં કહ્યું કે–શેઠ સાહેબ! આટલા બધા અધીરા કાં થઇ જાઓ ? બરોબર તપાસ કર્યા વિના અને બધી હકીકત પૂરેપુરી જાણ્યા વિના અધ્ધરથીજ અભિપ્રાય આપી દેવો, આપણા લોકોની એક બીજી સામાન્ય ભૂલ છે. તમારા જેવા માણસોએ તો એવી ભૂલમાંથી બચવાની કોશીશ કરવી જોઇએ. એમ કહીને પછી મ્હેં કહ્યું કે—

## પોતાના દેશમાં નવો હુન્નર કહાડનાર મોચી.

મ્હારો મિત્ર **ખીમોભાઇ** રાજકોટના એક ગરીબ મોચીનો દીકરો છે, તે ગુજરાતી પાંચમી ચોપડી સુધી ભણેલો છે. એ પછી **મુંબઇ**માં આવી **ભીંડી** બજારમાં તે એક મોચીની દુકાને સાત રૂપિયાના પગારથી નોકર રહ્યો, બે વર્ષ પછી તેણે દુકાન બદલી, ત્યાં ત્રીસ રૂપિયા મહિનો મળવા લાગ્યો. એ પછી બે વર્ષમાં તેણે એક નાનકડી દુકાન ખોલી, અને તેમાં સારો ભાગીદાર મળી જવાથી ધંધો વધવા લાગ્યો. એ પછી વધતે વધતે તેણે મ્હોટા મ્હોટા સરકારી કંત્રાટો લેવા માંડયા, તેથી દશ વર્ષમાં તેની પાસે લાખ રૂપિયાની દોલત થઇ ગઈ, અને તે બહુ મ્હોટો માણસ થઇ પડયો. માત્ર ધંધો વધ્યો અને પૈસા વધ્યા એટલાજ ખાતર તે મ્હોટો માણસ થઇ પડયો એમ નહિ, પણ તેની લાયકીને લીધે તે મ્હોટો માણસ થઈ પડયો; કારણ કે તેણે જોયું કે આપણા દેશમાંથી દર વર્ષે પાંચ છ કરોડ રૂપિયાનાં ચામડાં પરદેશમાં ચાલ્યાં જાય છે, અને તે ચાર ગણી, પાંચ ગણી, દશ ગણી અને કેટલીક ચીજોમાં તો વીશ ગણી કિંમતે અહિં પાછાં આવ છે, માટે જો ચામડાં કેળવવાનો તથા દેશને જરૂરની ચીજો બનાવવાનો હુન્નર અહિં ખીલવ્યો હોય તો આપણા દેશને કરોડો રૂપિયાનો ફાયદો થઇ પડે. આવા વિચારને લીધે તેણે **અ**મેરિકન રીત પ્રમાણે ચામડાં કેળવવાનું કારખાનું કહાડેલું છે, તેથી થોડાં વરસ ઉપર જે ચામડાંને કેળવતાં ત્રણ મહિના, છ મહિના કે નવ મહિના લાગતા તે ચામડ તે કરતાં વધારે સરસ રીતે આજે થોડાકજ કલાકોની અંદર કેળવી શકાય છે. એમ કરવાથી તેની કંપનીને બહુ મ્હોટો લાભ થાય છે, એટલુંજ નહિ પણ એ કામ શીખવવા માટે તેણે પોતાની જાતવાળા મોચીના ઘણા છોકરાઓને પોતાને ખર્ચે પોતાના કારખાનામાં રાખેલા છે, અને ગામડાના

મોચીઓ સુધરેલી રીતે કામ કરી શકે અને વધારે કમાણી કરી શકે તે સારૂ પોતાનો લાગવગ વાપરીને જુદા જુદા ત્રણસો ગામોમાં જોડા શીવવાના સંચા તેણે પોતાને ખરચે મોકલાવેલા છે. હજી પણ આવી જાતનાં ઘણાં કામો તે કરવા ઇચ્છે છે, અને મને ખાત્રી છે કે આગળ જતાં હજી તે ઘણું વધારે કામ કરી શકશે; કારણ કે તેની પરમાર્થ ભાવના જોતાં આપણને અજાયબી લાગ્યા વિના રહેજ નહિ. વળી તે સ્વામીનારાયણનો ધર્મ પાળે છે, તેથી બીડી કે તંબાકુ પણ ખપતી નથી, એવા પવિત્ર આચરણવાળો તે છે, અને પૈસાને માટે તો તે એમજ સમજે છે કે આપણને કામ લાગે તે કરતાં વધારે પૈસા રાખી મૂકવા, એ તો એક જાતની નીચતા છે. લક્ષ્મીને કેદ કરવાનો આપણને કાંઈ પણ હક્ક નથી. આવી સમજથી તે માલ ફૂંકે રાખે છે, અને એક સાધુના જેવું પવિત્ર આચરણ રાખે છે; એટલુંજ નહિ પણ મ્હારા તેની સાથેના દશ વર્ષના અનુભવ ઉપરથી હું તમને ખાત્રી આપું છું કે એ મોચીના જેવો કોઈ પણ ભલો ગૃહસ્થ મ્હેં હજી બીજો જોયો નથી. આવા એક લાયક માણસને શું હું મ્હારો મિત્ર ન માનું? માત્ર તે જાતનો મોચી છે, એટલાજ ખાતર હું તેને મિત્ર કહેતાં શરમાઉં? નહિ, શેઠ સાહેબ! એ મ્હારાથી બની શકે તેમ નથી, કારણ કે મ્હારા સંબંધમાં આવેલા ઘણાએ કુળવાન માણસો કરતાં, ઘણાએ ધનવાન માણસો કરતાં, એ મોચીના હૃદયમાં મને વધારે વિશાળતા દેખાઇ છે, વધારે સેવાધર્મ દેખાયો છે, વધારે દેશદાઝ દેખાઈ છે, વધારે ઉદારતા દેખાઈ છે, અને વધારે ધર્મ દેખાયો છે, તથા તે માણસ મને પ્રભુની વધારે નજીક દેખાયો છે; માટે હું તો તેને મ્હારો મિત્ર કહીશ, કહીશને કહીશજ. બોલો, હવે તમારે કાંઇ કહેવું છે?

ત્યારે તે શેઠે કહ્યું કે મને લાગે છે કે આ વાતમાં તમે કાંઇક અતિશયોક્તિ કરો છો, કારણ કે મોચી જેવા હલકી કોમના માણસમાં આટલા બધા ગુણો હોય, એ વાત મને હજી ગળે ઉતરતી નથી.

ત્યારે મ્હેં કહ્યું કે—એનું કારણ એજ કે તમે હજી દુનિયાને બરોબર જોઇ નથી; હાલની કેળવણી શું કામ કરી રહી છે, ઉન્નતિનું ચક્ર કેવી ઝડપથી આગળ વધતું જાય છે, અને આપણે જેને હલકા સમજીએ છીએ તેવા લોકોમાં પણ આપણી એ ભૂલ ભાંગવા સારૂ પ્રભુ કેવું તેજ મૂકી દેય છે, એ બધી બાબતો જરાક ધર્માંધપણાને લીધે તમે બરોબર રીતે જાણતા નથી; તેથી આવો અભિપ્રાય આપી દેવાની ઉતાવળ કરો છો. પણ હવે એ માટે આપણે દૂર શા માટે જવું જોઇએ ? તે માણસ પોતેજ હમણાં એક કલાકમાં મ્હારે ત્યાં આવશે, તેની સાથે તમે મળો, મળતાં શરમ લાગતી હોય તો દૂરથી વાતો કરજો, અને તેનું કારખાનું જોવા ચાલો, એમાં જે કામ થાય છે તે નજરે જુઓ, અને તેના વાર્ષિક રિપોર્ટ વાંચો, એ પછી જેમ તમારે અભિપ્રાય બાંધવો હોય તેમ બાંધજો. પહેલેથીજ ગાંઠ કાં વાળી મૂકો ?

આ સાંભળીને તે શેઠ કાંઇક વિચારમાં પડયા, ત્યારે મ્હેં કહ્યું કે—હવે મ્હારા બીજા મિત્ર બાવાજીની હકીકત સાંભળોઃ—

## બાવાજી સંતદાસ.

જે બાવાજી મ્હારા મિત્ર છે તેનું નામ **સંતદાસ** છે. તેઓ ગ્રેજ્યુએટ થએલા છે, અને **અમેરિકા** જઇ આવેલા છે; એટલુંજ નહિ, પણ પ્રાચીન **આર્યધર્મની** ખૂબીઓ **અમેરિકાના** ઘણા લોકોના હૃદયમાં ઠસાવી આવેલા છે. ત્હેમણે અહિંના કેટલાક વિદ્યાર્થીઓને **અમેરિકન** લોકોના ખરચે **અમેરિકાની** કૉલેજોમાં અભ્યાસ કરવાની સગવડતા કરી આપેલી છે, અને હજુ પણ તેઓ ઘણા વિદ્યાર્થીઓને પરદેશ મોકલવાની અનુકૂળતા કરી આપવામાંજ, પોતાના લાગવગનો ઉપયોગ કરે છે. એટલુંજ નહિ, પણ સાધુઓને સુધારવા માટે અને તેઓ દેશને ઉપયોગી

થઇ શકે તેવા સ્વયંસેવકો બને તેમ કરવાની તજવીજ કરે છે. માટે ન્હાના પાયા ઉપર હરદ્વારના એક મઠમાં તેઓએ શરૂઆતની શાળા ખોલેલી છે. આશા છે કે વખત જતાં એ શાળા બહુ મ્હોટું રૂપ લેશે, અને દેશસેવકો તૈયાર કરવામાં તથા સાધુઓને સુધારવાના કામમાં તે ખાતું બહુ ઉપયોગી થઈ પડશે. હવે મને કહો કે એવા બાવાની દોસ્તી કરવી એ, સારી વાત છે કે ભગવાં કપડાં જોઇને દૂર દૂર ભાગી જવું ને તેઓનો તિરસ્કાર કર્યા કરવો એ, સારી વાત છે? બેશક, એટલું ખરૂં છે કે બાવાઓના આચારવિચારમાં અને ગૃહસ્થોના આચારવિચારમાં ઘણો ફરક હોય છે, એટલુંજ નહિ પણ ઘણા બાવાઓ બહુ ઢોંગી હોય છે, ધર્માંધ હોય છે, એકતરફી દોરવાઈ ગએલા હોય છે, બાવાપણાના અભિમાનવાળા હોય છે, અને વધુ ભાગે વૈરાગ્યનીજ વાતો કરનારા તથા ચેલા મુંડનારાજ હોય છે. એવાઓની સોબતથી દૂર રહેવું જોઇએ, એમાં કાંઈ શક નથી; પણ જે બાવાઓ જમાનો સમજતા હોય, કેળવાએલા હોય, સેવા કરવા ઇચ્છતા હોય અને પરમાર્થ કરવા સારૂજ પોતાના સ્વાર્થનો ભોગ આપીને બાવા થએલા હોય, તેવા બાવાઓને પણ જો આપણે આપણા મિત્ર ન બનાવીયે, તો એ શું આપણી એક પ્રકારની નાલાયકી નથી? અને એવા ભલી ઇચ્છાવાળા તથા કર્તવ્યપરાયણ બાવાઓથી પણ જો આપણે ભડકયા કરીયે, અને તેઓથી દૂર ના દૂર રહીયે, તો એ શું એક જાતની ભૂલ નથી? ખરૂં છે કે મ્હારા દાદાના વખતમાં જો હું કોઈ બાવાની સાથે દોસ્તી રાખું તો એ વાત તેમને ગમે નહિ, અને હજી પણ બાવાની સાથે હું બહુ દોસ્તી રાખું તો એ જોઇને મ્હારી સાસુ મનમાં ડર્યા કરે કે, વખતે આ પણ બાવો થઈ જશે તો? પણ આવી જાતના વ્હેમોમાં રહેવું, અને તે સારૂ લાયક માણસોના ગુણોનો લાભ ન લેવો, એ શું એક પ્રકારનું સાંકડાપણું નથી? માટે ભલે

તમને ગમે અથવા ન ગમે, અને ભલે તમે મ્હારા મિત્રો ઉપરથી મ્હારી કિંમત કરો, છતાં પણ આવા પરમાર્થી બાવા મ્હારા મિત્ર છે, એમ કબૂલ કરતાં મને તો એક જાતનો મહા આનંદ થાય છે.

હવે મ્હારા ત્રીજા ઢેડ મિત્રની વાત સાંભળો:-

## પોતાની જ્ઞાતિનું હિત કરનાર ભલો ઢેડ.

જે ઢેડ મ્હારો મિત્ર છે તેનું નામ દેવજીભાઇ છે. તે સુરત તરફના એક ગામડાનો રહેવાશી છે. તેનો બાપ એક પાદરી સાહેબનો બુટલેર હતો, તેથી એ મિશનરી પાદરીના ઉપદેશથી તેની શાળામાં ન્હાનો દેવલો ભણ્યો હતો, અને મેટ્રીક સુધી પહોંચ્યો હતો. એ પછી પાદરી સાહેબની વગથી રેલવે ખાતામાં કારકુન તરિકે તે દાખલ થયો હતો. એ પછી રેલવેખાતામાં એક ભલો સાહેબ આવ્યો હતો. તેના વિચારો એવા હતા કે ઉતરતી કોમના લોકોને બહાર પાડીને આગળ વધારવા જોઇએ. તેના વિચારો આવા હતા એટલુંજ નહિ પણ એ પ્રમાણે તેનું વર્તન હતું, તેથી તે સાહેબ પ્રસંગોપાત જેમ જેમ તક મળતી ગઈ તેમ તેમ મ્હારા મિત્ર દેવજીને આગળ વધારવા લાગ્યો, તેથી વીસ વરસની નોકરી પછી હાલમાં તે દેવજીનો દોઢસો રૂપિયા મહિનો છે, અને એક જાણીતી મ્હોટી લાઇન ઉપર તે ઇનિસ્પેક્ટર છે. તે માણસ એવો ભલો છે કે ત્રીસ રૂપિયામાં પોતાના ઘરનું ખરચ ચલાવે છે, અને બાકીના બધા પૈસા પોતાની જાતવાળા લોકોને કેળવણી આપવાના કામમાં ખરચી નાંખે છે. તેના પ્રયાસથી, તેની અરજ ઉપરથી, તેની ભલામણથી અને તેની જામીનગીરીથી તેની જાતવાલા ઘણા જણા રેલવે ખાતામાં દાખલ થએલા છે, એટલુંજ નહિ પણ ઘણા વિદ્યાર્થીઓ તેના ઉપદેશથી અને તેની લાગવગથી મિશનરીઓની સ્કુલોમાં ભણે છે. એ સિવાય દરેક રજવાડામાં તે પોતાની જાતિને સુધારવા માટે

અરજીઓ કર્યા કરે છે. અને જ્યાં જ્યાં અંત્યજશાળા સ્થપાય તે તે ગામમાં જઇને પોતાના અનુભવનો લાભ તે લોકોને આપે છે. તેના બે દીકરાઓ પણ થોડું થોડું અંગ્રેજી ભણેલા છે, અને તેઓ પણ જુદા જુદા યુરોપીયનોને ત્યાં સારા પગારથી નોકર છે. તેઓનો પગાર પણ તે પોતાની જાતને સુધારવાના કામમાંજ ખરચી નાંખે છે. આ બધું જોઇને મને એમ લાગે છે કે એ ઢેડના કરતાં હું ઘણો વધારે હલકો છું, કારણકે મને ત્રણસેં રૂપિયા મહિનો મળે છે, પણ તેમાંથી દર મહિને પચાશ રૂપિયા પણ હું પરમાર્થમાં ખરચી શકતો નથી, અને તે પોતાનો બધો પગાર તથા પોતાના દીકરાઓની આવક પણ કાંઇ પણ સંકોચ વિના પરમાર્થમાં ખરચી નાંખે છે, અને તે પણ એકાદ મહિનો કે એકાદ વરસ માટે નહિ, પણ ઘણાં વરસો થયાં એ પ્રમાણેજ તે વરત્યા કરે છે. હું એમ. એ. થએલો છું, અને તે મેટ્રીક થએલો છે, છતાં પણ એનું વ્યવહારિક જ્ઞાન અને ગામડી લોકો સાથે કામ લેવાની તેની શક્તિ મ્હારા કરતાં ઘણી વધારે છે. બીજું એ કે હું એક જાણીતી ને લોકપ્રિય કૉલેજનો પ્રિન્સિપાલ છું, તેથી જો હું ધારૂં તો મ્હારા લાગવગથી કેળવણીની બાબતમાં ઘણા વિદ્યાર્થીઓને ઘણા પ્રકારના લાભ કરી શકું તેમ છું, છતાં પણ એ કાંઇ જેવું કરવું જોઇએ તેવું મ્હારાથી થઇ શકતું નથી, અને તે રેલવેખાતાનો માણસ છે, કેળવણીનું કામ કરવું એ કાંઇ તેની લાઇન નથી, છતાં પણ તે મ્હારા કરતાં કેળવણીની બાબતમાં ઘણું વધારે કામ કરે છે. આ સિવાય મ્હારી સાથે તેની બીજી પણ એક સરખામણી કરવા દ્યો. તે એ કે, હું કુલીન બ્રાહ્મણ છું, અને મને મ્હારા કુળ માટે તથા જાત માટે સારો અભિપ્રાય છે, અને અમે બધા કરતાં બહુ ઉંચા છીએ, એમ ન્હાનપણથી મગજમાં ઠસાઇ ગએલું, તે હજી પણ જરા જરા મનાયા કરે છે. છતાં પણ મ્હારી નાતને સુધારવા માટે હું કાંઇ પણ

પ્રયત્ન કરતો નથી, કારણકે હું એમ સમજું છું કે મ્હારા મૂર્ખા નાતીલાઓ કાંઈ મ્હારૂં કહ્યું માને તેમ નથી, માટે એમાં વખત ગાળવો એ ફોગટ છે; એ કરતાં બીજાં કંઈ વધારે સારાં કામો કરવામાં રોકાવું જોઇએ, એમ ધારીને હું જ્ઞાતિહિત માટે કાંઇ પણ કરતો નથી, અને નાતોની સભામાં પણ જતો નથી, કારણકે મને એમ લાગે છે કે જ્યાં કાંઇ ચોક્કસ બંધારણ નહિ, જ્યાં કાંઇ રેગ્યુલર કામ નહિ, જ્યાં કોઇ કોઇના હાથમાં કામ કરવાની સત્તા નહિ, અને જ્યાં ફોગટની પક્ષાપક્ષની વાતો ચાલે ત્યાં, એવા જંગલીઓમાં તે આપણે શા માટે જઇએ? એમ ધારીને હું નાતની સભાઓમાં મને તેડાવે તોપણ જતો નથી; અને તે ઢેડ પોતાના મૂર્ખ બંધુઓને ઘેરે ચાહી ચાહીને જાય છે, તેઓની પાસે પાઘડી ઉતારી પગે લાગે છે, અને તેઓનાં છોકરાંઓને ભણાવવા માટે પોતે પોતાના ઘરના પૈસા આપે છે, અને તેમ છતાં તે જંગલીઓની ગાળો ખાય છે! હવે જરા વિચાર કરો કે આ બધું તમારાથી બની શકે એમ છે? મ્હારાથી તો એમાંનું કાંઇપણ બનતું નથી. માટે હવે હું તમને પ્રશ્ન પૂછું છું કે, એ ઢેડ સારો કે હું સારો? બેશક, મને તો એમજ લાગે છે કે એવા કર્તવ્યપરાયણ માણસની આગળ મ્હારા જેવો ઢીલો પોચો માણસજ હલકો દેખાય. જે માણસ આવો ગુણવાન હોય, આવો લાગણીવાળો હોય, આવો ઉદાર હોય, અને પરમાર્થમાંજ જીવન ગાળતો હોય તે માત્ર ઢેડ જાતિનો હોય એટલા સારૂજ આપણે તેને મિત્ર ન કહી શકીયે, એ તો મને મ્હોટામાં મ્હોટા હંબગ જેવું લાગે છે; એટલુંજ નહિ પણ આવા લાયક માણસને પણ મિત્ર ન માની શકીયે, એમાં મને તો એક પ્રકારનું અભિમાન, એક પ્રકારનું સાંકડાપણું અને એક પ્રકારની માનસિક નબળાઇ તથા જાહેર હિંમતની ખામી અને ન્યાય તોળવાની શક્તિનું ઓછાપણું, એજ દેખાય છે. બોલો, હવે આ બાબતમાં મ્હારી કાંઇ ભૂલ થતી હોય તો મને સમજાવો, એટલે તે સુધારવા હું તૈયાર છું.

એ સાંભળીને કાકુ શેઠે કહ્યું કે—શું ઢેડમાં આવા માણસો હોય ?

ત્યારે મ્હેં કહ્યું કે—આ શંકા કેવી ? શું હું તમારી આગળ જૂઠું બોલું છું ? જો તમારી મરજી હોય તો હમણાં તેને તાર કરૂં, એટલે કાલે તે તમારી સેવામાં હાજર થાય.

એ સાંભળીને તે ધર્માંધ શેઠ ગભરાણા. તેમને લાગ્યું કે આ ભટ્ટ સાહેબને નહિ પહોંચાય; તે તો મ્હારા દિવાનખાનામાં કાલને કાલ ઢેડને લઇ આવશે, ને બધું અભડાવી દેશે. એમ લાગવાથી તેમણે કહ્યું કે—નહિ નહિ, તમારી વાત સાચીજ હશે. કોઇ કોઇ માણસ કદાચ એવા પણ નીકળી આવે. તોપણ મને તો લાગે છે, કે ઢેડ તે ઢેડજ; એની સાથે મિત્રાઇ રાખવાનું મને તો ગમે નહિ. તમારી ને અમારી વચ્ચે એટલો ભેદ તો રહેવાનોજ. ભલે તમે અમને સાંકડા વિચારના સમજો, મૂર્ખ સમજો અથવા ધર્માંધ સમજો, ગમે તે સમજો; પણ ઢેડને મિત્ર ગણવાની વાત મને તો ગળે ઉતરે તેમ નથી. બેશક, એનામાં બહુ સારા ગુણો હશે, તેની હું ના પાડતો નથી, પણ અમે માત્ર એકલા ગુણો સામેજ જોઈ શકતા નથી, અમોનેતો જાતિ સામે જોવાના સંસ્કાર પડી ગએલા છે, અને તે સ્હેલાઇથી નીકળે તેમ નથી. તેમ છતાં આ બધી વાતો જાણ્યા પછી હવે એટલું તો લાગે છે કે તમારા જેવા છૂટાવિચારના ને ખુલ્લાદિલના માણસો જેમ વ્યાજબી લાગે તેમ વરતો, ને એવાઓની સાથે પણ સંબંધ રાખો, તેમાં અમને વાંધો નથી; પણ અમારાથી તો તેમની સાથે સંબંધ રાખવાનું નહિજ બને. પહેલાં તમારા જેવા માણસો એવાઓની સાથે સંબંધ રાખે તે પણ અમને ગમતું નહિ, અને તમારી ઉપર પણ અમે મનમાંથી ચીરડાતા, પણ આ બધી હકીકત જાણ્યા પછી હવે તમારી ઉપર મને ગુસ્સો નહિ લાગે, એટલો તો હું હવે સુધર્યો છું. હવે તમારા હજામ મિત્રની વાત કરો.

## હજામતના ધંધામાં ફતેહ મેળવનાર ગોવિંદ હજામ.

એ સાંભળીને મ્હેં કહ્યું કે–મ્હારો જે હજામ મિત્ર છે. તેનું નામ ગોવિંદ છે, અને તે ગુજરાતી ચોથી ચોપડી સુધી ભણેલો છે; પણ હજામત કરવાના હુન્નરમાં તે બહુ હુશિયાર છે, તેથી સુરતના એક ઝવેરી શેઠીયા તેને પારિસ તેડી ગયા હતા. ત્યાં તેણે સુધરેલી ફેશનની હજામત કરવાની રીતભાતનો અભ્યાસ કર્યો હતો. એ પછી ત્યાંથી આવ્યા બાદ મુંબઈમાં તેણે એ ઝવેરી શેઠની મદદથી બાલ કાપવાનું ખાતું કહાડયું હતું. એ ખાતાંમાં છેલ્લામાં છેલ્લી સુધરેલી ઢબ મુજબ હજામત કરવાનું તથા બાલ કાપવાનું કામ ચાલતું હતું. એ કામ તે પોતાના દેશી ભાઈઓ પાસે કરાવતો હતો, એટલુંજ નહિ પણ ચેપીરોગથી બચવા માટે અસ્ત્રાઓને કેમ ધોવા, હથીયારોને કેમ સાફ રાખવાં, મૂછો કેટલી ફેશનની હોય છે તેના નમુનાઓ અને કેટલી લંબાઈમાં તથા કેટલી ટુંકાઈમાં તેને કાપવી જોઈએ તે, તેમજ દાઢીના જુદા જુદા આકારો અને તેને ઓળવાની તથા કાપવાની અને ધોવાની સફાઈ કેમ રાખવી જોઈએ તે, એવી એવી બધી બાબતનું જ્ઞાન તે પોતાના જાતિભાઈઓને મફત આપે છે. એ માટે દર મંગળવારે તે પોતાને ઘેર હજામોની સભા બોલાવે છે, અને જે હજામો ત્યાં આવે તેઓને ચા પાય છે, તથા મીઠાઈ ખવરાવે છે, તેથી ઘણા હજામો તેને ત્યાં આવે છે. એ માટે તેણે મ્હોટી જગ્યા ભાડે રાખેલી છે, અને તેનો ખરચ તે પોતે ભોગવે છે. એ સિવાય જે હજામ તેના કહેવા પ્રમાણે હજામતના હુન્નરમાં સુધારા વધારા કરે તેને તે પોતાની તરફથી ઇનામ આપે છે. આવી રીતે ઈનામો આપવામાં અને હજામતનો હુનર ખીલવવામાં તે પોતાની દોલતનો મ્હોટો ભાગ ખરચી નાંખે છે. તેની આવક બહુ સારી છે, કારણકે તે છેલ્લામાં છેલ્લી સુધરેલી ફેશન પ્રમાણે કામ ચલાવે છે, એટલે ઘણા લોકો તેના સેલુનનો લાભ લેય

છે, તેથી તેને બહુ સારી કમાણી થાય છે. એ બધા પૈસા તે હજામોને સુધારવામાં ખરચી નાંખે છે, એટલુંજ નહિ પણ ઘણાં ગામોમાં અને ઘણા પ્રાંતોમાં હજામોને હજામત બદલ જે રકમ આપવામાં આવે છે તે બહુ ન્હાની હોય છે, તેથી તે લોકો બહુ ગરીબ રહે છે, અને આજના મોંઘવારીના વખતમાં તથા સુધરેલી ફેશનથી ઘણી જાતનાં સારાં સારાં ઓજારો રાખવાં પડતાં હોય, અને એ બાબતનું મ્હોટું ખર્ચ કરવું પડતું હોય, તેવા વખતમાં, આગલા વખતના બુઠ્ઠા એક આનાવાળા કે બે આનાવાળા અસ્ત્રાના વખતની મજુરી મળે તે ઉપર ચાલી શકતું નથી. માટે તેણે હજામતના દર વધારવાની ગોઠવણ કરી છે, અને એ રીતે તેણે પોતાના જાતભાઇઓને ઘણો મ્હોટો લાભ કરી આપેલો છે; એટલુંજ નહિ પણ બે દરકાર તથા જંગલી હજામોની ભૂલથી ઘણા માણસોને તેઓના અસ્ત્રા મારફત તથા ગંદીલાં કપડાંના કટકા અને મેલા-ડટીસ વાટકા મારફત ઘણી જાતના રોગો લાગુ પડતા, તેમાંથી બચાવેલા છે. તે માણસને હું મ્હારો મિત્ર સમજું છું, કારણ કે આજના વખતમાં પોતાનો સ્વાર્થ સરે, અથવા પોતાને કાંઇક ખાસ મદદ કરે, તેનુંજ નામ મિત્ર, એવો સાંકડો અર્થ કામનો નથી, પણ હવે તો આપણે એમ સમજવું જોઇએ અને લોકોને એમ શિખવવું જોઇએ કે જે લોકો દેશને ફાયદો થાય તેવાં કામો કરે, જે લોકો પોતાના મનમાં હમેશાં પરમાર્થની ઉંચી ભાવનાઓ રાખે, જે માણસો પોતાના તનથી, મનથી, ધનથી, કે બુદ્ધિબળથી પોતાના બંધુઓની સેવા કરે, જે માણસ જગતના કલ્યાણ સારૂ પોતાના સ્વાર્થનો ભોગ આપે અને જે માણસ કાંઇક પણ લોકોપયોગી નવાં અને મહાન્ કામો કરી બતાવે તે માણસ ગમે તે જાતનો હોય, ગમે તે ધર્મનો હોય અને ગમે તે દેશનો હોય તોપણ તે આપણો મિત્રજ છે. કેમ, આ વાત તમને ગમે છે કે નહિ?

ત્યારે કાકુ શેઠે કહ્યું કે—બેશક એવાં કામો કરવાં એ બહુ સારી વાત છે. પણ એ તો સૌ પોતપોતાના સ્વાર્થ સારૂ કરે છે; કાંઇ આપણે સારૂ કરતા નથી. એ હજામે નવી જાતની હજામત કરવાની ફેશન પકડી તેમાં તેને ફાયદો થયો તે સારૂ તેણે એ કામ કર્યું. બેશક, બીજાઓ કાંઇ પણ ન કરે તેના કરતાં એ ઘણો સારો, પણ તેને હું કાંઈ મ્હારો મિત્ર સમજું નહિ. હું તો જે મને ફાયદો કરે તેને મ્હારો મિત્ર સમજું. વારૂ, હવે તમારા ખોજા મિત્રની વાત કરો.

## કાંઇપણ સ્વાર્થ વિના માત્ર પોતાની જીજ્ઞાસાને ખાતરજ વેદાન્તનો અભ્યાસ કરનાર ખોજા જાફરભાઈ.

ત્યારે મ્હેં કહ્યું કે—એ ખોજાનું નામ જાફરભાઈ છે, તે એક નાનકડો વેપારી છે, સાધારણ રીતે ધંધો રોજગાર કરે છે, અને તે નાનકડા ગામડામાં તે બહુ જાણીતો ને સારો માણસ ગણાય છે. તે પુખ્ત ઉમ્મરનો છે, બહુજ સાદો અને ઘણોજ ભલો છે, એટલુંજ નહિ પણ વેદાંતના ઘણા ગ્રંથોનો તેણે બહુ ઊંડો અભ્યાસ કરેલો છે. વિચારસાગર, પંચદશી, પંચીકરણ, શંકરાચાર્ય પંચરત્ન અને ઉપનિષદ્‌નો ઘણો ભાગ તેને બહુજ સારી રીતે યાદ છે; અને વેદાંતની ઝીણી ઝીણી ગલીકુંચીયોમાં તે એટલો બધો ઊંડો ઉતરેલો છે કે એ જોઇને આપણને અજાયબી લાગ્યા વિના રહે નહિ. આવી રીતે કોઇ પણ જાતના સ્વાર્થવિના માત્ર જીજ્ઞાસાને ખાતર, સત્ય શોધવાને ખાતર, પોતાના ઉંચી જાતના શોખને ખાતર અને ધર્મભાવનાને ખાતર ઘણી જાતની ઉપાધિઓમાંથી પણ વખત મેળવીને તથા પૈસા ખરચીને આટલું બધું જ્ઞાન મેળવે, અને તે જ્ઞાન પણ માત્ર વાતોનુંજ નહિ પણ કાંઇ જીવનમાં ઉતરેલું હોય તેવું જ્ઞાન મેળવે, અને તે પણ પરધર્મવાળો માણસ તદ્દન નિસ્પૃહીપણે પોતાના ધર્મથી વિરૂદ્ધ ધર્મનો આવો ઊંડો

અભ્યાસ કરે, એમાં શું એક જાતની ખૂબી નથી? અભ્યાસ કરતી વખતે પણ તેને ઘણી જાતની મુસ્કેલીઓ પડતી હતી. જેમકે, તેનું પોતાનું જ્ઞાન કાંઇ વધારે નહોતું, તે ગામડી નિશાળે ગુજરાતી ચોથી ચોપડી સુધી ભણેલો હતો, એટલે પોતાના બુદ્ધિબળથી વેદાંતની ઊંડી વાતો સ્હેલાઇથી પોતાની મેળે સમજી જાય એવી તેનામાં શક્તિ નહોતી; તેમજ જાતે મુસલમાન, એટલે સંસ્કૃત ભાષાના શબ્દોના અર્થ પણ તેને આવડતા નહોતા, અને વેદાંતના ગ્રંથોમાં તો સંસ્કૃત શબ્દો ખાસ વધારે હોય છે. બીજી મુસ્કેલી એ હતી કે તે જ્યારે પોતાની જુવાનીના વખતમાં વેદાંતનો અભ્યાસ કરતો ત્યારે તે બહુ ગરીબ સ્થિતિનો માણસ હતો, તેથી કોઇને પગાર આપીને કે ઘેર માસ્તર રાખીને શિખી શકે તેમ નહોતું. ત્રીજી મુસ્કેલી એ હતી કે ગામડાના ઘણાંએ જૂના વિચારના બ્રાહ્મણો તેને ગીતા તથા ઉપનિષદ્ શિખવવાની ના પાડતા હતા, અને કેટલાક તો તેને એવો નેપાળાનો જુલાબ આપતા હતા કે જો તું મુસલમાન થઇને વેદ ભણીશ તો ત્હારૂં સત્યાનાશ નીકળી જશે. આમ કહેવાવાળા માણસો પણ તેને મળતા, છતાં પણ કોઇ પણ જાતના સ્વાર્થ વિના મહા મહેનત કરીને તેણે વેદાંતનો બહુ સારો અભ્યાસ કર્યો. એમ કરવામાં તેની અર્ધી જીંદગી નીકળી ગઇ ત્યારે તે ખરા ઊંડાણમાં પહોંચ્યો. એવી રીતે એ બધી મુસ્કેલીઓની સામે થઇને તે આગળ વધ્યો અને ધીરજ રાખીને વીસ વર્ષ સુધી બહુ ખંતથી એજ વિષય સમજવા પાછળ મંડયો રહ્યો; અને તેમ છતાં કેટલાક બ્રાહ્મણો તેની નિંદા કરે, તેની જાતવાળા લોકો તેને ધર્મ-ભ્રષ્ટ સમજી તેનો તિરસ્કાર કરે, તેના ગુરૂ તેને પોતાની જમાતમાંથી દૂર કરવાની ધમકી આપે, અને જ્યાં સુધી તેના બાપ જીવતા હતા ત્યાં સુધી ઘરમાં પણ એ માટે થોડી થોડી ખટપટ ચાલ્યા કરતી હતી, છતાં પણ એ બધી બાબતોની સામે થઇને અને એ બધી અડચણે

વટાવી દઈને તેણે વેદાંતનું જ્ઞાન મેળવ્યું! એ શું ખૂબીની વાત નથી? અને એ માણસ શું માનને પાત્ર નથી? હવે વિચાર કરો કે એને બદલે જો કોઇ બ્રાહ્મણે એટલું જ્ઞાન મેળવ્યું હોય તો એ જ્ઞાન મેળવવા માટે તે કેટલો બધો પૂજાય, તથા તેને કેટલું બધું માન પાન મળે? તથા વંશપરંપરાના સંસ્કારો હોવાથી તે કેટલા થોડા વખતમાં અને કેટલી બધી સહેલાઇથી એ કામ કરી શકે? તેમ છતાં અફસોસ કે હાલના વખતમાં ઘણા બ્રાહ્મણો આવું ઉત્તમ જ્ઞાન મેળવતા નથી, અને ભૂલે ચુકે જો કોઈ બ્રાહ્મણ એવું થોડું ઘણું જ્ઞાન મેળવે છે તો તે ઉલટો બગડી જાય છે; કારણકે વેદાંતનો મહાન્ સિદ્ધાંત અભેદભાવના છે, તેને બદલે જ્યારે કોઇ પંડિતજીને તેના જ્ઞાન માટે વધારે માનપાન મળે ત્યારે તે મ્હોટા મહાત્મા બની જાય છે, અને ગુરૂ થઈ બેસે છે, તથા બીજાઓને હલકા સમજે છે. આ કરતાં નિઃસ્પૃહી, દીનતાવાળો ને કહેણી પ્રમાણે રહેણી રાખવાવાળો ખોજો શું સારો નથી? બેશક, મ્હારી દૃષ્ટિમાં તો તે ઘણોજ સારો છે, કારણ કે ઘણાએ પંડિતો સાથે જ્યારે હું મળું છું ત્યારે વિતંડાવાદની વાતો સાંભળું છું, અને આભડછેટની પોલંપોલની વાતો સાંભળું છું, એટલુંજ નહિ પણ તેઓની વેદાંતની વાતોમાંથી એમ દેખાઇ આવે છે કે જાણે તે બીજાઓને સંભળાવવા માટેજ ભણ્યા હોયની; અને પોતાને તો જાણે તેમાંનું કાંઈ લાગતું વળગતું હોયજ નહિ, એવા તેઓ દેખાય છે. ઘણે ઠેકાણે તો મ્હેં એમ પણ જોએલું છે કે એવાઓ ભિક્ષા માગવાના એક સાધન તરિકે ધર્મના જ્ઞાનનો ઉપયોગ કરે છે. કેટલાક એવા પણ છે કે જેઓ વેદાંત શિખીને ભ્રાતૃભાવ તથા અભેદભાવ વધારવાને બદલે અહંભાવ વધારે છે, અને જાણે અમારામાં કાંઇક ખાસ આવી પડ્યું હોય, અને બીજા બધા હલકા હોય, પામર હોય, અજ્ઞાની હોય, અને મૂર્ખ હોય એમ પોતાના મનથી માન્યા કરે

છે, એટલુંજ નહિ પણ લોકોની સાથે પણ એવી જાતનું વર્તન રાખે છે; અને લોકો પણ એવા જંગલી છે કે એવા અહંભાવવાળાઓને મ્હોટા સિદ્ધ માની તેઓને સાષ્ટાંગ દંડવત્ કર્યા કરે છે, અને તેઓને ભગવાન, ભગવાન કહ્યા કરે છે. આવા દાંભિકો, આવા ઠગો, આવા અભિમાનીઓ અને બીજા સૌને હલકા સમજી પોતે ઉંચા આસન ઉપર બેસનારા ડોળઘાલુઓ કરતાં તથા ધર્મજ્ઞાનને આજીવિકા તરિકે વાપરી તેનો વેપાર કરનારાઓ કરતાં મ્હારો ખોજો મિત્ર શું ખરાબ, તે હું સમજી શક્યો નથી. બોલો, આ બાબતમાં આપનો અભિપ્રાય શું છે ?

## સત્ય સમજવા છતાં પણ કેટલાકો તે માની શકતા નથી તેનો નમુનો.

ત્યારે તે શેઠે કહ્યું કે—મ્હારો અભિપ્રાય! મ્હારો ને તમારો અભિપ્રાય આવી બાબતોમાં નહિ મળે. જો કે તમારી વાત સાવ સાચી છે, અને સોટચના સોના જેવી છે, પણ અમે હજી જરા ઢીલાપોચા છીએ, એટલે તમારા વિચારો પ્રમાણે વરતી શકીયે તેમ નથી. બીજું એ પણ ખરૂં કે અમારા મનમાં બાળપણથીજ જાત-ભાતના, ઉંચનીચના, અહંભાવના અને આભડછેટના બહુજ પ્રબળ સંસ્કારો પડી ગએલા છે, એટલે તમારી સાચી વાતોને પણ તેના ખરા અર્થમાં અમે માની શકતા નથી. જેમ કે, જુઓને આ બધી હકીકત જાણ્યા પછી મને એમ લાગે છે કે, બેશક ઘણા પંડિતો કરતાં એ ખોજો વધારે સારો છે, છતાં પણ મારા મનમાં એમ લાગે છે કે બ્રાહ્મણ તે બ્રાહ્મણ, ને ખોજો તે ખોજો! બ્રાહ્મણોની સાથે કાંઈ ખોજાની સરખામણી કરી શકાય? બ્રાહ્મણો ગમે તેવા તો પણ બ્રહ્માના પુત્ર, અને ખોજામાં ગમે એટલું જ્ઞાન હોય તો પણ તે મ્લેચ્છ, માટે હું તમારા એ મિત્રને સારો માણસ સમજું,

છતાં પણ તમે તેને જેટલું માન આપો એટલું માન મ્હારૂં અંતઃકરણ તેને આપી શકે નહિ. આવી ખાનગી વાતો ખુલ્લા દિલે હું કોઇને કહેતો નથી; પણ તમારૂં નિસ્પૃહીપણું એટલું બધું છે, અને તમારામાં સરળતાનું બળ એટલું બધું છે; કે તે જોઇને મ્હારા અંતરના વિચારો પણ તમને કહી દેવાય છે. કોણ જાણે તમારામાં શું જાદુ છે કે હું તમારાથી કાંઈ છુપાવી શકતો નથી. એ તો બધું ઠીક, પણ હવે મને કહો તો ખરા કે તમે તે બધા આવાજ દોસ્તો શોધ્યા છે, કે કોઇ સારા માણસ પણ તમારા દોસ્ત છે?

આ સાંભળીને મ્હેં કહ્યું કે–ત્યારે શું મ્હારા આ બધા દોસ્તો સારા માણસો નથી? તમે તેમને કેવા સમજો છો?

## મ્હોટા માણસ કોને કહેવા?

ત્યારે કાકુ શેઠે કહ્યું કે—નહિ નહિ, એ બધા બહુ સારા માણસો છે, પણ હું તો મ્હોટા માણસોની વાત કરૂં છું; કારણ કે તમારા જેવા એમ. એ. થએલા તથા કૉલેજના પ્રિન્સિપાલ અને બહુ મ્હોટા પગારવાળા માણસોના દોસ્ત તો કોઇ મ્હોટા માણસોજ જોઇએ.

એ સાંભળીને મ્હેં કહ્યું કે–શેઠ! તમે મ્હોટા માણસ કોને કહો છો? હું તો જે માણસના મનમાં પરમાર્થની મહાન્ ભાવના હોય, જે માણસ જ્ઞાનના ઉપાસક હોય, જે માણસ પોતાના બંધુઓની સેવા કરતા હોય, જે માણસ કાંઇક નવી નવી શોધ કરતા હોય, જે માણસ જગતને આગળ વધારવા પોતાના સ્વાર્થનો ભોગ આપતા હોય, જે માણસ બીજાઓના કલ્યાણને ખાતર કષ્ટ સહન કરતા હોય, જે માણસ નીચે પડી રહેલાઓને ઉંચે ચડાવતા હોય, જે માણસ દેશની દોલત વધારતા હોય અને જે માણસ પોતાના અંતરાત્માને સંતોષ થાય તેવી રીતનું ઉત્તમ જીવન ગાળતા હોય, તે માણસોને હું મ્હોટા માણસો

સમજું છું, અને તેવાઓની દોસ્તી રાખવા ઇચ્છું છું. તમે કોને કોને મ્હોટા માણસ કહો છો?

ત્યારે તે શેઠે કહ્યું કે–તમે કહો છો તે બધા માણસો મ્હોટા ખરા, પણ તે તમારા જેવા સુધરેલા માણસોના મનમાં ને વિચારોમાં મ્હોટા કહેવાય, પણ એ કાંઇ વહેવારમાં મ્હોટા કહેવાય નહિ; વહેવારમાં તો જેની પાસે ખૂબ પૈસા હોય, જે ખૂબ ભણેલા હોય, જે બહુ મ્હોટા અધિકારી હોય, કે જે રાજા હોય તેજ મ્હોટા કહેવાય. કાંઈ હજામ, મોચી, ઢેડ, ખોજા કે બાવા, મ્હોટા કહેવાય? એ તો તમારા વિચારમાં ભલે મ્હોટા રહ્યા; પણ કાંઈ દુનિયા તેને મ્હોટા કહે?

## મિત્રોની પસંદગી કેમ કરવી?

એ સાંભળીને મ્હેં કહ્યું કે–દુનિયા શું કહે તે સામે આપણે જોવાનું નથી, પણ આપણું અંતઃકરણ આપણને શું કહે છે, તે સામે આપણે જોવું જોઇએ. બેશક, મ્હારી સ્થિતિ પ્રમાણે અને આસપાસના સંજોગો પ્રમાણે તમો કહો છો તેવા પણ મ્હારા ઘણાએ મિત્રો છે, અને એ હોયજ, તેમાં કાંઈ નવાઈ નથી; પણ હજામ, મોચી, કોળી, સુતાર, બાવા અને નાયકા વિગેરે મ્હારા મિત્ર છે, એજ નવાઇ છે; અને એમાંજ હું વધારે માન સમજું છું; બાકી કામ-પ્રસંગને લઇને તથા સરખી સ્થિતિને લઇને, તમે જેને મ્હોટા માણસો કહો છો તેવા માણસો મિત્રો હોય એ તો સ્વાભાવિક છે. એમ તો જુઓને, ઘણાએ ગ્રેજ્યુએટો મ્હારા બહુ સારા ને માનીતા મિત્રો છે, અને કેટલાક ગ્રેજ્યુએટ મિત્રો મને ગમતા પણ નથી, કારણકે તેઓમાં બે ચાર માણસો મ્હેં એવા પણ જોયા કે જેઓની ડીગ્રી બહુ સારી અને જ્ઞાન બહુ સારૂં, પણ સ્વભાવ જોયો હોય તો અતિશય સ્વાર્થી, તેનામાં પરમાર્થની ભાવનાજ ખીલેલી નહિ; તે પોતાના કુટુંબમાં ને

પોતાના મોજશોખમાંજ રચીપચી રહેલા; એટલે તેઓની સોબતથી વખતે હું પણ નીચે ઉતરી જાઉં, એમ મને ભય લાગ્યો, તેથી મ્હેં તેઓની દોસ્તી છોડી દીધી. એવા સ્વાર્થી સ્વભાવના ગ્રેજ્યુએટ મિત્રો કરતાં પરમાર્થની ભાવનાવાળા હજામ મિત્રને હું વધારે પસંદ કરૂં છું. આવીજ રીતે કેટલાક શ્રીમંતો પણ મ્હારા સારામાં સારા દોસ્તો છે, અને બે ચાર શ્રીમંતોની દોસ્તી ધીમે ધીમે ઓછી પણ કરી નાંખવી પડી છે, કારણકે તે ગરીબોને નાહક લૂંટતા હતા, અને તેઓની રીતભાતમાં નમ્રતા કે વિવેક નહોતો, તેઓના અંતઃકરણમાં ભલાઇનો ઝરો નહોતો, અને તેઓની વાણીમાં મીઠાશ નહોતી, પણ અપશબ્દો હતા. જો કે તેઓ મને પોતાની મોટરોમાં લ્હેર કરાવતા, આંબાપુરી ખવરાવતા, અને હું તેઓની સાથે રહું, તેથી તેઓ બહુ રાજી રહેતા; પણ મને એમ લાગ્યું કે આ લોકોની સાથે પાનાં રમવામાં, ચોપાટ રમવામાં કે હાજીહા કરવામાં જો હું લાંબો વખત પડયો રહીશ તો મ્હારૂં અંતઃકરણ પણ તેઓના જેવું કઠોર થઈ જશે, અને હું પણ વખત જતાં તેઓના જેવો મોજશોખનો ગુલામ બની જઇશ. આમ લાગવાથી મ્હેં એવાઓની દોસ્તી ઓછી કરી નાખી, અને એને બદલે ઉત્તમતા ફેલાવનારા ભિખારીની દોસ્તી પસંદ કરી.

આવીજ રીતે એક મ્હોટા અધિકારીની દોસ્તી પણ મને ન ગમી, કારણ કે તે બહુ ખાઉકણ હતો. લાવ, લઉં ને મૂકું, એટલીજ વાત સમજતો હતો, અને પૈસાને ખાતર તે ઘણી જાતના અધર્મો કરતો હતો. એવા પાંચ સાત કેસ ખુલ્લી રીતે જોયા પછી મ્હેં એની દોસ્તી છોડી દીધી, અને મને એમ લાગ્યું કે એ કરતાં **ખીમા** મોચીની દોસ્તી વધારે સારી છે.

ઇશ્વિરકૃપાથી કેટલાક રાજાઓની સાથે પણ મને સારો સ્નેહ છે, પણ એક ગાનારી નાયકાની દોસ્તી મને જેટલી ગમી તેટલી એક

રાજાની દોસ્તી પણ ન ગમી; કારણ કે તે રાજા જોહુકમી ચલાવતો હતો, મોજશોખમાં પડ્યો રહેતો હતો, રૈયતનાં દુઃખો ઉપર ધ્યાન આપતો નહોતો અને તે બહુ દારૂડીયો હતો, માટે મને તે ન ગમ્યો. જોકે કેટલાંક કારણોને લીધે મ્હારી ઉપર તેનો બહુ ભાવ હતો, અને જો મ્હારી ઇચ્છા હોય અને હું જરા વધારે વિનયથી વર્તું તો, તેની પાસેથી ઘણી જાતના લાભ મળી જાય તેવી તક હતી. છતાં પણ મને એમ લાગ્યું કે એવા નાલાયક માણસો પાસેથી અણઘટતા લાભ મ્હારે શા માટે લેવા જોઇએ ? એવા રાજાની દોસ્તી કરતાં આપણી બનારસીની દોસ્તી સારી !

આવીજ રીતે ઘણાએ પંડિતો સાથે પણ મને બહુ સારી દોસ્તી છે, પણ કેટલાક પંડિતો પણ મને ન ગમ્યા; કારણ કે તેઓ બહુજ સાંકડા વિચારના હતા, બહુજ અભિમાની હતા, જેટલું જાણવું જોઇએ તેના પ્રમાણમાં બહુજ થોડું જાણતા હતા, અને તેમ છતાં બહુજ દાંભિક હતા; તથા અભેદભાવ તથા ભ્રાતૃભાવ ફેલાવવાને બદલે ચુક્રી રાંડીરાંડોમાં બેડે બેડે આભડછટની જાળો ફેલાવનારા હતા તેથી તે કરતાં મ્હારો ખોજો મિત્ર મને વધારે સારો લાગ્યો છે.

શેઠજી ! આમ કહીને હું કાંઈ તમને એમ કહેવા નથી ઇચ્છતો કે ડીગ્રીવાળાઓ, રાજાઓ, શ્રીમંતો, અધિકારીઓ અને પંડિતો બધા ખરાબ છે. એ બધા બહુજ સારા છે, કારણ કે એતો આંબાનાં ઝાડ છે, અને એનાં ફળ તો મીઠાં હોયજ, એમાં કાંઇ નવાઇ નથી; પણ એમાં જે ખાટા આંબા હોય તેજ બાદ કરવાનું હું કહું છું, અને એ ખાટા આંબાને બદલે મોચી કે હજામ જેવાં જે મીઠાં બોર હોય તે વીણવાનું હું કહું છું.

એ સાંભળીને કાકા શેઠે કહ્યું કે–તમને નહિ પહોંચાય. હવે તમારા કોળી દોસ્તની વાત કહો.

## ખેતીવાડીના ઉદ્યોગમાં પોતાના પ્રગણાને આગળ વધારી ખેડુતોને આબાદ કરનાર પાંચોપટેલ.

ત્યારે મ્હેં કહ્યું કે–મ્હારો જે કોળી દોસ્ત છે તેનું નામ, પાંચોપટેલ
છે. તે એક ન્હાના ગામડામાં રહે છે, તે બિલકૂલ ભણેલો નથી;
પણ તેમ છતાં તેના મનમાં કુદરતી રીતેજ બહુ સારા સંસ્કારો છે.
આગળ વધવાનો તેને બહુ શોખ છે; તેથી પોતાના ખેતરોમાં તે દર
સાલ નવી નવી જાતના અખતરાઓ કર્યા કરે છે. એક વરસ તેણે પોતાના
ખેતરમાં થોડીક ભોંયશીંગ વાવી, અને એમાં સારો પાક થયો તેથી
બીજે વરસે ભોંયશીંગનું આખું ખેતર વાવ્યું. તેમાં બહુ સારો નફો
થયો, તેથી એ જોઇને ગામના ઘણા ખેડુતોએ ભોંયશીંગનું વાવેતર
દાખલ કર્યું. હવે આજે એ ગામમાં સેંકડો મણ ભોંયશીંગ થાય છે,
પણ દસ વરસ ઉપર એ ગામમાં પાશેર પણ ભોંયશીંગ થતી નહોતી.
એ પછી પાંચાપટેલે પોતાના ખેતરમાં બટેટા વાવવાનો અખતરો
અજમાવ્યો, અને એમાં પણ તેના અનુભવને લીધે, જમીનની સારી
જાતને લીધે, ઊંચી જાતના બીજને લીધે, તથા ખાતર પાણી વિગેરેના
બહુ સારા બંદોબસ્તને લીધે તેને ફતેહ મળી; તેથી તેના ફાયદા જોઇને
ગામના ઘણા ખેડુતોએ એ વાવેતર પોતાના ખેતરોમાં દાખલ કર્યું.
એ સિવાય ઉંચી જાતના સુગંધવાળા ઝીણા ચોખા થાય છે, તેવી
શાળનું વાવેતર કર્યું. લાંબા તારવાળા ઊંચી જાતના ઇજીપ્તના રૂનું વાવે-
તર કર્યું, તથા મ્હોટા ધોળા અમેરિકન ઘઉંનું વાવેતર કર્યું. તેમજ
ચીકુની કલમો, આફુસની કલમો, નાગરવેલનાં પાન અને પીપળીમૂળનું
વાવેતર કર્યું. તેમાં પણ ઇશ્વરકૃપાથી પાંચાપટેલને સારી ફત્તેહ મળી.
એટલે તેનો દાખલો જોઇને બીજા ઘણા ખેડુતો એ જાતનું કામ કરવા
લાગ્યા, તેથી તેઓને પણ બહુ ફાયદો થયો. શેઠ સાહેબ ! તમને
ખબર છે ? કે આપણા લોકોનો સ્વભાવ ગાડરીયા પ્રવાહ જેવો છે.

જે ચીજમાં ફાયદો દેખાય તે ચીજ કરવા સૌ તૈયાર થઈ જાય છે, પણ પ્રથમ તેઓને ફાયદો બતાવવો જોઇએ. કોઇ પોતાની મેળે જોખમ ખેડીને કે નવી શોધ કરીને ફાયદો મેળવવા ચ્હાતા નથી; પણ જો સ્હેલાઇથી આઇતો લાભ મળી જાય તો તે લેવા સૌ તૈયાર થઇ જાય છે. એ માટે પછી તેઓને કાંઇ કહેવું પડતું નથી. તો પણ **પાંચોપટેલ** તો એવો ભલો માણસ છે કે, જે ખેડુત નવી જાતનું બીજ મંગાવવા ઇચ્છે તેને **પાંચોપટેલ** તે મંગાવી આપે છે; અને તેનું વાવેતર કેમ કરવું, તે બધું પોતે જાતે પાસે હાજર રહીને ખેડુતોને શીખવે છે. તેમજ અઠવાડીયે પખવાડીયે નવાં વાવેતરવાળાં દરેક ખેતરોએ આંટો મારી આવે છે; એટલુંજ નહિ પણ પોતે પોતનો એ જાતનો અનુભવ વધારવા સારૂ જે ઠેકાણે નવી જાતનાં વાવેતરોના સરકાર તરફથી અથવા બીજા કોઇ ગૃહસ્થ તરફથી અખતરાઓ થતા હોય ત્યાં તે જાય છે, તથા ખેતીવાડીને લગતાં પ્રદર્શનો હોય ત્યાં પણ તે પોતાને ખરચે જાય છે, અને તેમાંથી જાણવા જેવી હકીકતો તાણી લઇ તેનો પોતે લાભ લેય છે, તથા પોતાના ગામવાળાઓને તથા આજુબાજુના ગામડાંઓને તેનો લાભ આપે છે. આમ થવાથી એ પટેલની કીર્તિ બહુ વધી ગઈ છે; અને રાત દિવસ એવીજ બાબતોમાં મન રાખે, અને એવીજ જાતની ચર્ચા ચલાવે, તેથી તેને એ બાબતમાં સલાહ આપે, રસ્તો બતાવે, અને મદદ કરે, એવા ઘણા મિત્રો પણ લાંબા અનુભવને લીધે મળી ગયા છે. તેથી દરવરસે કાંઈક નવું નવું ફાયદાભરેલું વાવેતર તે કરી શકે છે. એમાં કોઇ કોઈ વખતે ફેલ પણ થાય છે, કોઈ વખત મહેનત અને ખર્ચ માથે પણ પડે છે; અને સેંકડો વરસથી વંશપરંપરાની રીતિ પ્રમાણે ચાલ્યા આવતા તથા તેમાંથી એક ઇંચ પણ આ બાજુ કે આ બાજુ નહિ ખસનારા ગામડીયાઓ તેની મશ્કરી પણ કરે છે. છતાં પણ બહુ ઉત્સાહભેર **પાંચોપટેલ**

પોતાના કામમાં મચ્યો રહે છે, અને એવા મશ્કરી કરનારાઓની દરકાર કરતો નથી, પણ ઉલટો તેઓને ફાયદો થાય તેવાં નવી જાતનાં વાવેતરો તેમને શીખવે છે, અને તેમના ખેતરમાં જઇ પોતે જાતે બીજ રોપી આપે છે, તથા ખાતર પાણી વિગેરેની વિધિ શીખવે છે; એટલુંજ નહિં પણ ઘણી વખત પોતાને ખરચે કેટલીક નવી જાતનાં બીજ પરદેશથી મંગાવીને ગરીબ ખેડુતોને તે મફત આપે છે. તેની આવી ભલાઇથી છેલ્લાં દશ વરસની અંદર તેનું ગામ બહુ આબાદ થઈ ગયું છે, અને તેની અસર આસપાસનાં ગામોમાં પણ બહુ દૂર સુધી ફેલાયેલી છે, અને તે એટલે સુધી કે, એ ગામની પાસે એક શહેર છે, ત્યાં કેળાં કે પોપીયાં બિલકૂલ થતાં નહોતાં, પણ બહાર ગામથી વેચાવા આવે ત્યારેજ મળતાં હતાં, અને તે પણ બહુ મોંઘી કિંમતે મળતાં હતાં, પણ **પાંચાપટેલની** મહેનતથી એ શહેરમાં કેળાં ને પોપીયાં હવે હરાજ થાય છે, અને પ્રથમ જે પોપીયાં બે ત્રણ આને પણ મળતાં નહિં, તે હવે ચાર પાઇએ કે ૭ પાઇએ વેચાય છે.

**ઘણી જાતના ગુણો હોય છતાં માત્ર અમુક જાતિમાં જન્મવાને લીધેજ મિત્ર ન માની શકીએ, એ આપણી હલકાઇ છે.**

હવે વિચાર કરો કે, જે માણસ પોતાના પ્રગણાની દોલત આટલી બધી વધારી દેય, જે માણસ પોતાના ગામના ગરીબ ખેડુતોને આબાદ બનાવી દેય, જે માણસ પોતાની મહેનતથી, પોતાના લાગવગથી, પોતાના ખર્ચથી અને પોતાના જાતિઅનુભવથી, રાજ્યની પેદાશ વધારી દેય; અને સારી જાતનાં ફળો તથા શાક ભાજી, ગરીબ, તવંગર, સૌને, સસ્તી કિંમતે પૂરાં પાડી શકવાનું મહા ઉપયોગી કામ બજાવે, તે માણસ શું મિત્રતાને લાયક નથી? આટલા બધા ગુણો તેનામા હોય પણ માત્ર જે વસ્તુ તેના હાથમાં નથી તેવા અમુક જાતિના જન્મને લીધેજ, એટલે કે તે કોળીની જાતમાં જન્મ્યો એટલા સારૂજ,

આપણે તેને મિત્ર ગણવામાં નાલાયક સમજીએ, અથવા તે ભણેલો નથી માટે તેને મિત્ર માનતાં અચકાઇએ, અથવા તે ગામડાનો એક નાનકડો ખેડુત છે, અને તે આપણા જેવી પોઝીશનવાળો નથી, માટે તેની સાથે મિત્રાઇ થાય નહિ, એમ સમજીએ; એ શું આપણી એક જાતની હલકાઈ નથી? એ શું આપણા વિચારોનું એક જાતનું સાંકડાપણું નથી? અને એમ કરવું એ શું આજના જમાનાને અનુસરતું છે?

**મિત્ર સંબંધે કાકુ શેઠના વિચારો:-સૌ પોતાના સ્વાર્થ માટે કરે છે? એમાં તે મિત્ર શેના કહેવાય?**

એ સાંભળીને કાકુ શેઠે કહ્યું કે-બેશક પાંચાપટેલે ઘણું સારૂં કામ કર્યું છે. એવો એક અભણ ગામડીઓ અને તે પણ વળી હલકી જાતનો માણસ એટલું બધું કામ કરી જાય, એ બહુ મ્હોટી વાત છે, અને બહુ ખુશીની વાત છે. પણ એમાં, તે આપણો મિત્ર શા માટે કહેવાય? તે હું સમજતો નથી; કારણ કે જેમ વેપારીઓ પોતાના ફાયદા માટે નવાં નવાં કારખાનાંઓ કાઢે છે, તેમ ખેડુતો નવી નવી જાતનાં બીજ વાવે છે, તે નવી નવી જાતના પાક ઉત્પન્ન કરે છે; એ કંઇ ખાસ લોકોને માટે કરતા નથી, પણ વધુ ભાગે પોતાના ફાયદા માટેજ કરે છે. એમતો જુઓને, મ્હારી ઓળખાણના એક માણસે એક ઠેકાણે જીન કહાડયું, બીજા એક જણાએ લોટ દળવાની મીલ ચાલતી કરી, ત્રીજા એક જણાએ લાકડાં વેહેરવાનું કારખાનું કહાડયું, ચોથા એક જણાએ ઇંટો બનાવવાનું કારખાનું કહાડયું, પાંચમાં જણે ચૂનો પકાવવાનું કારખાનું કહાડયું, છઠ્ઠા જણે શાળમાંથી ચોખા છૂટા પાડવાનું સાંચા કામ મંગાવ્યું, અને સાતમા જણાએ કપાસીયા પીલવાનું મશીન મંગાવ્યું; એ બધા શું મ્હારા મિત્ર કહેવાય? નહિજ. કારણ કે એ બધા લોકોએ પોતે કમાવા સારૂ એ જાતનાં

ખાતાંઓ ખોલેલાં છે. તેમજ **પાંચાપટેલ** પોતાના ખેતરોમાં નવી જાતના પાક ઉત્પન્ન કરે, અને તેને જોઈને બીજા ખેડુતોને ફાયદો થાય, તેમાં કાંઈ નવાઈ નથી. એમતો જુઓને, અમારા દાદાએ પહેલવહેલી આ ગામમાં મીલ બંધાવી, એ પછી તે મીલનો નફો જોઈને બીજા ઘણા વેપારીઓએ મીલોનું કામ શરૂ કર્યું; માટે શું અમે બધાઓની ઉપર ઉપકાર કર્યો કહેવાય ? કાંઇક અંશે ઉપકાર ખરો, પણ એ કાંઈ બહુ મહત્વની વાત ગણાય નહિ; તેમજ **પાંચો-પટેલ** પોતાના ખેતરમાં નવી જાતના પાક ઉત્પન્ન કરે તેથી તે કાંઈ આપણો મિત્ર થઇ શકે નહિ. જો એવા મિત્રો ગણ્યા કરીએ તો તો હજારો મિત્રો થઇ પડે !

## સંજોગોને લીધે અને એક બીજાના સ્વાર્થને લીધે દોસ્તી હોય તેની કંઇ કિંમત નથી; વિચારોના મળતાપણાની દોસ્તી એજ ખરી દોસ્તી છે.

એ સાંભળીને મ્હેં કહ્યું કે—રાજાઓને રાજાઓની દોસ્તી હોય, ધનવાનોને ધનવાનોની દોસ્તી હોય, વિદ્વાનોને વિદ્વાનોની દોસ્તી હોય, સ્ત્રીઓને સ્ત્રીઓની દોસ્તી હોય, વિદ્યાર્થીઓને વિદ્યાર્થીઓની દોસ્તી હોય, કારભારીઓને કારભારીઓની દોસ્તી હોય, બાવાઓને બાવાઓની દોસ્તી હોય, કારીગરોને કારીગરોની દોસ્તી હોય, ખેડુતોને ખેડુતોની દોસ્તી હોય, અને સિપાઇઓને સિપાઇઓની દોસ્તી હોય; પણ એ તો કામકાજની દોસ્તી કહેવાય છે, એ તો સંજોગોની દોસ્તી કહેવાય છે, એ તો એક બીજાની સગવડ સાચવવાની દોસ્તી છે, અને એ તો એક પ્રકારના સ્વાર્થની દોસ્તી છે. એવી દોસ્તીમાં કાંઇ બહુ માલ હોય નહિ, કારણ કે એ તો વ્યવહારિક દોસ્તી કહેવાય છે; પણ જે વિચારોના મળતાપણાની દોસ્તી હોય છે તેજ ખરી દોસ્તી છે; અને તેમાં કાંઇ

જાતભાત જોવાતી નથી, તેમાં કાંઇ ઉમર જોવાતી નથી, તેમાં કાંઇ ધંધો જોવાતો નથી, તેમાં કાંઈ ગરીબાઈ કે તવંગરપણું જોવાતું નથી, એટલુંજ નહિ પણ તેમાં કાંઇ ડીગ્રી કે અધિકાર જોવાતો નથી, પણ જે સાચી દોસ્તી છે તેમાં તો વિચારોનું મળતાપણુંજ જોવાય છે, અને ઉચ્ચ ભાવનાઓજ જોવાય છે. હું જ્યારે કોઇની પણ સાથે મિત્રતા કરવા ઇચ્છું છું ત્યારે તેની મિત્રતા કરવાથી મને શું લાભ થશે, તે સામે હું જોતો નથી, અને લાભની ગણત્રી કરીને દોસ્તી કરતો નથી, પણ જે જાતના વિચારો હું કરૂં છું તે જાતના વિચારો સામા માણસમાં છે કે નહિ, જે જાતની ભાવનાએ મ્હારા મનમાં રમ્યા કરે છે તે જાતની ભાવનાઓ સામા માણસના મનમાં છે કે નહિ, દેશના કલ્યાણનાં તથા આત્માની ઉન્નતિનાં જે કામો કરવાં મને ગમે છે તેવાં કામો કરવાની ઇચ્છા તથા બળ સામા માણસમાં છે કે નહિ, એટલુંજ હું જોઉં છું. એ બાબતોમાં જો મને મળતાપણું લાગે તો હું તેને મ્હારો મિત્ર સમજું છું. કારણ કે મ્હારે જેની સાથે મિત્રતા કરવી છે તેની પાસેથી મ્હારે મ્હારો પોતાનો કાંઇ પણ અંગત સ્વાર્થ સાધવો નથી, પણ માત્ર એટલુંજ જોવાનું છે કે જે માર્ગ મને ગમે છે, તે માર્ગ સામા માણસને ગમે છે કે નહિ? કારણ કે મને તો મ્હારા માર્ગમાં ચાલનારા માણસો જોઇએ છે, માટે જે માણસો એ જાતના વિચારોના હોય તેને હું મ્હારા મિત્રો સમજું છું; કારણ કે વિચારોના મળતાપણાની જે દોસ્તી છે તેજ ખરી દોસ્તી છે, એવી દોસ્તીમાં કાંઇ જાતભાત જોવાતી નથી; જાતભાત જોયા કરવી એ તો સ્વાર્થીપણાનું કામ છે, અને સાંકડા વિચારવાળાઓનું કામ છે. જેની ઇચ્છા ભલી છે, જેનામાં મહત્વાકાંક્ષા છે, અને જે સેવા કરવા તથા કર્તવ્ય બજાવવા તૈયાર છે, તેવા માણસોને પણ જ્યારે આપણે આપણા મિત્રો નહીં માની શકીયે, ત્યારે પછી આપણે કોને આપણા મિત્રો માનશું?

**મિત્ર સંબંધે કાકુ શેઠના વિચારો:-માત્ર સારાં કામ કરે તેને ખાતરજ કાંઇ બધા માણસોને મિત્ર માની શકાય નહિ; સ્થિતિનું સરખાપણું પણ જોઇએ.**

એ સાંભળીને કાકુ શેઠે કહ્યું કે-એવાં કામ કરનારા માણસોને સારા માણસો ગણી શકાય, પણ તે કાંઇ મિત્ર કહેવાય નહિ, કારણ કે મિત્રાઇમાંતો સરખો દરજ્જો, સરખી સ્થિતિ, સરખી આબરૂ, સરખી જાતભાત, સરખી ઉમ્મર અને એવાંજ બીજાં ઘણાંએ સાધનો હોય ત્યારેજ મિત્રાઈ થઈ શકે. માત્ર સારાં કામ કરે તે સારૂજ કાંઇ બધા માણસો આપણા મિત્ર થઇ શકે નહિ, અને આપણે તેઓને મિત્ર માનીએ તો એ મિત્રાઈ ઉપલકપણાનીજ હોય છે. એવી મિત્રાઇમાં કાંઈ બહુ દમ હોય નહિ. એતો માત્ર વિવેકની કે સારૂં લગાડવાની મિત્રાઇ કહેવાય. અથવા તો આજના જમાનાની ફેશનની મિત્રાઇ કહેવાય, એ કાંઇ ખરી મિત્રાઇ કહેવાય નહિ. કારણ કે કોળી, હજામ, મોચી વિગેરે હલકી જાતના જે લોકો હોય છે તેઓની રીતભાતમાં કાંઇક ખામી હોય છે, તેઓના આચાર વિચારમાં કાંઇક મલિનતા હોય છે, તેઓના સ્વભાવમાં કાંઇક હલકાઇ કે ઉતરતાપણું હોય છે, તેઓની લાગણીઓ બુઠ્ઠી હોય છે, તેઓની ઘણી શક્તિઓ ખીલ્યા વિનાની હોય છે, અને તેઓ ઘણું જીરવી શકે તેવા હોતા નથી; જ્યાં જરાક કાંઇક ફાયદો થાય કે જરાક કાંઇક મ્હોટું કામ કરે એટલામાં ફૂલાઈ જાય છે; એટલુંજ નહિ પણ એ સિવાય બીજું પણ તેઓમાં ઘણી જાતનું કઢંગાપણું હોય છે, માટે તેઓ આપણા મિત્ર થવાને લાયક નથી.

**કોઈ પણ જાતિ વચ્ચે, કોમ વચ્ચે કે ધર્મ વચ્ચે વિરોધ વધે, એવી વાતો કરવી, એ એક જાતનું મહાપાપ છે.**

કાકુ શેઠની આ વાત સાંભળીને મને જરાક ગુસ્સો લાગ્યો, કારણ કે મ્હારા મિત્રોનું તે આવી રીતે અપમાન કરે, અને હલકી ગણાતી

બધી કોમોને માટે આવું ખરાબ મત બાંધે, એ મને જરાપણ ગમ્યું નહિ. આજના વખતમાં તો આપણે એક બીજાની ભૂલો માફ કરવાનો વખત છે, અને એક બીજાને અરસપરસ આગળ વધારવાનો વખત છે, એવા વખતમાં અરસપરસ એક બીજાને મદદ કરવાને બદલે, અને એક બીજાના ગુણો ગ્રહણ કરવાને બદલે, ઉલટી ઉંચ નીચ ગણાતી જાતો વચ્ચે વધારે ભેદભાવ થાય, અને એક બીજાને માટે વધારે નબળા વિચારો થાય, એ વાત મને જરા પણ ગમી નહિ; એટલુંજ નહિ પણ કોઇપણ જાતિ વચ્ચે, કોમ વચ્ચે કે ધર્મ વચ્ચે વિરોધ વધે એવી જાતની વાતો કરવી એ તો એક જાતનું મહાપાપ છે, અને એમ કરવું એ તો દેશની ખરાબી કરવા બરાબર છે, એમ લાગવાથી કાકુ શેઠને હું જરા બહુ સખ્ત જવાબ આપવા જતો હતો, એટલામાં તેણે કહ્યું કે–હવે તમારી નાયકણ દોસ્તની વાત કહો.

આમ વાત થવાથી મ્હારો જોસ જરા નરમ પડયો, તો પણ મ્હારાથી એમતો કહેવાઈ ગયું કે.

## તમે જેને હલકા સમજો છો તે પ્રભુની નજરમાં કંઈ હલકા નથી.

જે લોકો કુળના અભિમાનવાળા છે, જે લોકો બીજાઓને નીચા સમજી તેઓનો તિરસ્કાર કરનાર છે, જે લોકો પોતાના ધનના મદમાં, વિદ્યાના મદમાં, અધિકારના મદમાં, કે ઉંચપણાના મદમાં મસ્ત રહીને બીજાઓની સાથે ગેરવ્યાજબી વર્તણુક ચલાવે છે, જે લોકો પોતાની લાગવગથી તથા રીતરિવાજોના બળથી બીજા ગરીબોને દબાવીને ખાઈ જાય છે, જે ગરીબ લોકોની મદદથી પોતે આબાદ થયા હોય, તે ગરીબ ખેડુતો, મજુરો તથા કારીગરોને, જે શેઠીયાઓ હલકા સમજે છે, અને જે ઉચ્ચવર્ણના ગણાતા લોકો પોતાની વિદ્યાના બળથી, કાયદાની મદદના બળથી, રિવાજોના બળથી, લોકાચારના

બળથી અને આજુબાજુના સંજોગોના બળથી; અનેક પ્રકારના પ્રપંચો કરે છે, અને અનેક જાતનાં કાળાં ધોળાં કરે છે, તથા ખાનગી રીતે અનેક જાતનાં પાપો કરે છે, તેવા ઉચ્ચવર્ણના ગણાતા લોકો કરતાં પરમકૃપાળુ પરમાત્માની નજરમાં ગરીબ ગણાતા અજ્ઞાન, નિર્દોષ લોકો વધારે સારા છે, એ વાત તમારા જેવા ધર્માંધ શેઠીયાઓ સમજતા હોય તો કેવું સારૂં!

આ વાત સાંભળીને કાકુ શેઠને જરા ચટકો તો લાગ્યો, તો પણ તે ખમી ખાય તેવા હતા અને મ્હારી સાથે આવી રીતે છૂટથી વાતો કરવાનો તેમને સંબંધ હતો, તેથી તે એ સાંભળીને હશી પડયા; અને કહ્યું કે—હમણાં એ વાત જવા દો, વળી કોઇ બીજે વખતે આપણે એ ખાતું ઉઘાડશું. હમણાં તો તમારી પેલી ગાનારી દોસ્તારણની વાત થવા દો.

## જો કામ લેતાં આવડે તો હલકાં ગણાતાં પણ અંદરથી કંઇક લાયકાતવાળાં માણસો ઘણું કામ કરી જાય છે, તે વિષે બનારસી નાયકાની વાત.

ત્યારે મ્હે કહ્યું કે—ઓહો! **બનારસીની** વાત! એ નાયકા પણ બહુ જબરી અસર કરનારી છે. પોતાના અવાજની ખૂબીથી તેણે આખા **મુંબાઇને** ગાંડું બનાવેલું છે. જ્યારે તેનું ગાયન હોય ત્યારે **મુંબાઇના** જાણીતા દરેક શોખીન શેઠીયાઓ તે ઠેકાણે હાજર થઇ જાય છે. એટલુંજ નહિ પણ ઘણા લોકો તેનું ગાયન સાંભળવા માટે શી ખરચે છે ઘણાં માણસો ચોરી છુપીથી તેનાં ગાયનો સાંભળી લેય છે, ઘણાં માણસો લાગવગ વાપરીને તેના જલસામાં જાય છે, અને ઘણાં માણસો એમ અફસોસ કર્યા કરે છે કે હજી સુધી **બનારસીનું** ગાયન સાંભળવાની અમને તક મળી નથી. તથા ઘણા લોકો તો બહુ

દૂર દૂરથી ખાસ ચાહીને તેનું ગાયન સાંભળવા માટેજ, તે જ્યાં હોય ત્યાં જાય છે. આવી એક સરસ ગાનારી પોતાના મધુર અવાજના બળથી લોકો ઉપર કેટલી બધી અસર કરી શકે, એ તમે જાણો છો? યાદ રાખજો કે એની અસર બહુજ મ્હોટી હોય છે. એવી તકોનો લાભ પણ ઉન્નતિના કામમાં લઇ લેવો જોઇએ, એમ લાગવાથી મ્હેં હાશમભાઇ શેઠને એ વાત કહી. ત્યારે તેણે કહ્યું કે–બનારસી સાથે મને બહુ સારો સ્નેહ છે, માટે ચાલો મ્હારી સાથે, હું તમને તેની સાથે ઓળખાણ કરાવી આપું. એ બાઈ ગાયન ગાવાનું કામ કરે છે છતાં પણ તેની ચાલચલગત ઘણીજ સારી છે. તે ભગતાણી છે, તેની રેણીકરણી બહુ ચોખ્ખી છે, તે હમેશાં ગીતાનો પાઠ કરે છે, તેને શીખવવા માટે એક શાસ્ત્રી આવે છે, અને બીજા પણ ઘણાએ આબરૂદાર ગૃહસ્થો સાથે તેને ઓળખાણ છે. ગાયન ગાનાર નાયકાના ધંધામાં રહીને આવી ચોખ્ખાઇ રાખવી એ બહુ મુશ્કેલ બાબત છે, કારણ કે તેને લલચાવનારા ઘણા માણસો મળે છે, તેમજ તેની આસપાસના સંજોગો પણ, ઘણું કરીને એવાજ હોય છે કે કોઈ પણ નબળામનની સ્ત્રી એ ધંધામાં રહીને પોતાની પૂરેપૂરી આબરૂ સાચવી શકે નહિ; પણ બનારસી તો એક અપવાદ તરીકેજ જાણે હોય ની, તેવી છે. આ બધી હકીકત જાણ્યાથી તેને મળવાની મને ખાસ ઇચ્છા થઇ, તેથી હાશમભાઇ મારફત હું તેને મળ્યો, અને તેની સાથે વાતચીત કરવાથી મને આનંદ થયો. કારણ કે મને જે ઉચ્ચતા જોતી હતી તેજ ઉચ્ચતાને તે પણ શોધતી હતી. જો એવી ઉચ્ચતા તેને મળી જાય તો તે ઉચ્ચતાને પકડી લે તેવી હતી, તેથી હું તેની પાસે વારંવાર જવા લાગ્યો, અને તેને ગાયનોનાં સારાં સારાં પુસ્તકો આપવા લાગ્યો; કારણ કે તેની મારફત હું જે કામ લેવા ઇચ્છતો હતો, તે એજ કે જો તેને ઉચ્ચ ભાવનાવાળાં ગાયનો

પૂરાં પાડયાં હોય તો તે દરેક મિલાવડામાં એવાંજ ગાયનો ગાય, અને તેને સાંભળવા તો હજારો માણસો તૈયારજ હતા. એટલે તે દરેક માણસના હૃદયમાં ઉંચી ભાવનાઓ દાખલ થાય, માટે બનારસી જેવી સરસ ગાનારીના મુખમાં ઉચ્ચ ભાવનાનાં ગાયનો મૂકવાં એ બહુ મ્હોટામાં મ્હોટું પુન્યનું કામ છે, એમ મને લાગ્યું, તેથી હું એ જાતનું કામ કરવા મંડયો. અને તમે સાંભળીને ખુશી થશો કે એમાં મને ફત્તેહ મળી, કારણ કે બનારસીની ભાવના ઉંચી હતી, પણ તેને ઉંચતા બતાવે તેવું કોઇ તેની પાસે નહોતું, તેથી હમેશાં ગાયનના જલસાઓમાં પ્રેમનાં ને શૃંગાર રસનાં ગાયનો ગવાય છે તેવાંજ ગાયનો તે પણ ગાતી હતી. જેમ કેઃ—

' કનૈયાએ ખેંચ્યો મારો ચીર. "
" લાગ્યો મને તીર સરરરરર......"
" કાનુડો ન જાણે મોરી પીર. "
" મેરા બાલમ કબ આવેગા ? "
" ચાલ તને મારે મહેલ દેખાડું "
" આદિતે અલબેલી
મોહન ગયા છે મેલી "

વિગેરે.

આવી જાતનાં ગાયનો તે ગાતી હતી, કારણ કે તેના ઉસ્તાદોએ તેને એવાં ગાયનો શીખવ્યાં હતાં. જો કે એ ગાયનોમાં પણ જે સમજે તેને માટે બહુ ઊંડા અર્થ રહેલા છે, પણ એવા અર્થ સુધી સામાન્ય લોકો પહોંચતા નથી, તેઓતો માત્ર સ્થૂલ શબ્દોથીજ રાજી થયા કરે છે, અને તેમાંથી ઉપજતી હલકા પ્રકારની ભાવનાઓ સાથેજ રમ્યા કરે છે. લોકોને એવાં ગાયનો ગમે, તથા બીજી ગાનારીઓ પણ એવીજ જાતનાં ગાયનો ગાય, એટલે બનારસીને તે ગાયનો ગાવામાં

કાંઈ ખોટું લાગતું નહોતું; કારણ કે તે પૂર્વના સારા સંસ્કારવાળી હતી, છતાં પણ હાલમાં તો સાધારણ પ્રકારની તથા હલકા વિચારની અને ઘણું કરીને ધનહરવાની ઇચ્છાવાળી નાયકાઓની સોબતમાંજ તે રહેતી હતી, તેમજ તેનું ગળું સારૂં હતું, તેનો ચ્હેરો સારો હતો અને સંગીતશાસ્ત્રમાં તેની કુશળતા સારી હતી, પણ તે કંઇ વિદ્વાન્ નહોતી; એટલે ઉંચી જાતની ભાવનાઓવાળાંજ ગાયનો ગાવાં જોઇએ, એવો તેનો ઠરાવ નહોતો. તેથી તે ચાલતા આવેલા રિવાજ મુજબનાં અને જેમાં વધારે ભભક દેખાય તેવાં ગાયનો કાંઇક ખાસ હાવભાવ સાથે ગાતી હતી; એટલે તે લોકોને બહુ ગમતાં હતાં. આમ હોવાથી બહુ ઊંચી જાતનાં ગાયનો ગાવા સારૂ કાંઈ તેની કીર્તિ નહોતી, પણ ગાયન-વિદ્યામાં તેની જે કુશળતા હતી અને તેને લીધે સેંકડો વખત સાંભળેલાં ગાયન પણ તેને મોઢેથી સાંભળતાં જે ખાસ આનંદ આવતો હતો તેને લીધેજ લોકો તેની ઉપર મરી ફીટતા હતા. આમ હોવાથી મ્હેં તેને સમજાવી કે જ્યારે ત્હારા અવાજ ઉપરથીજ લોકો ત્હારે માટે આટલું બધું માન ધરાવે છે ત્યારે જો એ અવાજની સાથે ગાયનોમાં પણ ઉંચતા હોય તો તને કેટલું બધું માન મળે? તને કેટલા બધા પૈસા મળે? અને તે લોકો ત્હારે માટે કેવા દિવાના બને? એ જરા વિચાર તો કર. હમણાં ઘણા ગૃહસ્થો એવા છે કે જે નાયકાઓનાં ગાયનો સાંભળવા જતા નથી, અને તેનું કારણ એટલુંજ કે એવાં ગાયનોમાં કાંઈ બહુ માલ હોતો નથી, પણ તે માત્ર શૃંગાર રસનાંજ ગાયનો હોય છે, આવો મત બંધાઇ જવાથી ઘણાએ સારા ગણાતા લોકો એવા જલસાઓમાં ભાગ લેતા નથી; પણ જો તેઓની ખાત્રી થાય કે આવા જલસાઓમાં પણ ઘણી ઉચ્ચ ભાવનાઓનાં ગાયનો ગવાય છે તો તેમાં તેઓ ખુશીથી હાજરી આપે. આ બધી વાત બનારસીને ગળે ઉતરી ગઇ, તેથી તેણે મને કહ્યું કે—જો ઉચ્ચ

ભાવનાનાં લોકપ્રિય ગાયનો તમે મને બતાવો તે શીખવા હું તૈયાર છું તે ઉપરથી મ્હેં તેને કેટલાંક ગાયનો બતાવ્યાં. જેમકે:—

" ચંદ્રીએ અમૃત પાઠવ્યું."

" બે દિનના મેમાન.
અમે તો આજ તમારા બે દિનના મેમાન."

" જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો
ત્યાં ત્યાં નિશાની આપની."

" તું મ્હારો યજમાન દયાળુ પ્રભુ,
તું મ્હારો યજમાન."

" આપજ આવાતો જોયા
પિતા પ્રભુ આપજ આવાતો જોયા."

" પગ ધોવાને પાણીડાં લાવો."

વિગેરે.

આવાં આવાં ઉચ્ચ ભાવનાનાં ગાયનો બનારસીને પૂરાં પાડવાથી તે બહુ ખુશી થઇ, અને એ પછી દરેક મિલાવડાઓમાં બનતાં સુધી તે જમાનાને અનુસરતાં ઉચ્ચ ભાવનાનાં ગાયનોનેજ વધારે પ્રાધાન્ય આપવા લાગી, તેથી ધીરે ધીરે સામાન્ય લોકો પણ એ જાતનાં ગાયનો લલકારતા થયા; કારણ કે માણસોમાંથી કાંઇ રસિકતા નીકળી જાય તેમ નથી, એટલે જે વસ્તુ રસિક લાગે તેનો લાભ તુરતજ લેવાય, એમાં કાંઈ શક નથી. તેમજ માણસોના મનમાં જે અધોમન રહેલું છે તે પણ કાંઇ એકદમ નીકળી જાય તેમ નથી, એટલે લોકોનો મ્હોટો ભાગ નાયકાઓનાં ગાયનો પણ સાંભળવાનોજ. એ કાંઈ સ્હેલાઇથી બંધ થઈ શકે તેમ નથી. માટે આપણે વચ્ચેથી રસ્તો કહાડીને તેઓમાં કાંઇક ઉંચતા આવે એમ કરવું જોઈએ, અને તે આવી રીતે ધીરે ધીરે થઈ શકે તેમ છે; માટે હું તો બનારસીને

પણ મ્હારી મિત્ર સમજું છું, કારણ કે તેની મારફત હજારો લોકોમાં ઉચ્ચ ભાવનાનાં ગાયનો દાખલ કરી શકાય છે. બોલો, આ બાબતમાં તમને કાંઇ વાંધો છે?

ત્યારે તે શેઠે કહ્યું કે—તમારી કામ લેવાની ફેશન તો ઘણીજ સારી છે, એમાં કાંઇ પણ શક નથી, પણ એવાંઓને તમે મિત્ર માનો, એ વાત મને ગમતી નથી. પણ હમણાં એ ચર્ચા આપણે ચલાવવી નથી, એ માટે કોઈ બીજે વખતે વાત. હમણાં તો તમારા ભિખારી બ્રાહ્મણમિત્રની વાત કરો; કારણ કે આવી વાતો સાંભળવામાં મને બહુ રસ પડે છે, એમાં મને કાંઇક નવીનતા લાગે છે, અને એમાં મને કાંઇક પ્રેક્ટીકલપણું લાગે છે, તેથી આવી વાતો સાંભળવાથી મને ગમ્મત સાથે જ્ઞાન મળે છે, માટે હવે તમારા ભિખારી મિત્રની વાત કરો.

## ગરીબ ગામડીયા શંભુ મહારાજની ઓળખાણ.

ત્યારે મેં કહ્યું કે, મ્હારો જે ગરીબ બ્રાહ્મણ મિત્ર છે તે એક નાનકડા ગામડામાં રહે છે. તેનો બાપ ગામડાનું ગામોટું કરતા હતા તેની સાથે તે ન્હાનપણામાં ભીખ માગવા જતો હતો, એટલે બાળપણથીજ તેનામાં એ જાતના સંસ્કારો પડી ગયેલા છે. તેમ છતાં એ માણસ ઘણોજ હુશિયાર છે, બહુ વાચાળ છે, અને દરેક સવાલ સારી રીતે સમજી શકે ને તે ઉપર પોતાનો ડહાપણ ભરેલો અભિપ્રાય આપી શકે તેવો એ માણસ છે; પણ ન્હાની ઉમ્મરમાં તેનાં માબાપ ગુજરી ગયાં હતાં, અને આવકનું બીજું કાંઈ સાધન નહોતું, તેમજ ઘરમાં વૃદ્ધ દાદી હતાં, અને તે પણ બહુ જૂના વિચારનાં અને જાજરમાન હતાં, તેથી તેની આગળ આ કિશોર અવસ્થાના જુવાનીયાનું કાંઇ ચાલતું નહિ; એટલે તે પરદેશ જઇ શક્યો નહોતો, અને પોતાની પૈસા સંબંધી સ્થિતિ સારી નહિ તેને લીધે તથા ગામડામાં બીજી કોઈ

જાતની અનુકૂળતા નહિ તેને લીધે ભીખના ધંધામાં પડયો રહ્યો હતો, તેમ છતાં પણ તે ગુજરાતી પાંચમી ચોપડી સુધી ભણેલો હતો, અને એ પછી વાંચનનું બળ રાખવાથી તથા કુદરતી રીતેજ કાંઇક સારા સંસ્કારો હોવાથી અને—એ ગામમાં થોડા વરસ રહી ગએલા એક બાહોશ બ્રહ્મચારીના સત્સંગથી તેનામાં સાધારણ ગામડીયા લોકો કરતાં કાંઇક ખાસ ભભક આવી ગઈ હતી; તેથી ગામડાંઓના ઘણા લોકો કરતાં તે બહુ આગળ વધેલો અને બહાર પડતો માણસ હતો. એના જેવો એના ગામમાં બીજો કોઈ માણસ નહિ હોવાથી અમલદાર તથા બીજા કોઇ જાણીતા લોકો આવે તેની સાથે વધારે પરિચયમાં તેજ આવતો હતો. એ સિવાય તે એકલો હતો, બૈરાં, છોકરાં તેને કાંઈ નહોતાં, અને તે કાંઈ તેના વૈરાગ્યશીલ વિચારોને લીધે નહિ, પણ તેની નાતમાં કન્યાની અછત, તેને લીધે કન્યા નહિ મળવાથી તે કુંવારો રહ્યો હતો; એટલે ઉપાધિ ઓછી હતી, તેથી એક બે ગામમાં લોટ માગી આવે, તે ઉપર તેનો અને તેની દાદીનો ગુજારો ચાલ્યા કરતો હતો. તેની જુવાનીના વખતમાં તે કાંઇક તોફાની માણસ પણ ગણાતો હતો, અને ઘણા લોકો તેને માટે કાંઈ કાંઇ વાતો પણ કરતા હતા; પણ થોડા વરસ એવું ચાલ્યા બાદ તેની ચાલચલગત સુધરી ગઈ હતી; અને હવે તો તે પુખ્ત ઉમ્મરનો છે અને તેની રેહેણી-કરણી ઘણીજ સારી છે, એટલુંજ નહિ પણ તે જે ગામમાં રહે છે, તે ગામના લોકોને તથા તેની આસપાસના ગામડાના ઘણા લોકોને તે બહુ ફાયદો કરે છે. ગામડીયા લોકોમાં ઉંચતા કેમ આવે, તથા તેઓનાં દુઃખો કેમ ઓછાં થાય, એ બાબત માટે તે ખાસ કાળજી રાખે છે. ભીખ માગતે માગતે પણ તે લોકોની સ્થિતિનો અભ્યાસ કરે છે, અને એ અભ્યાસમાં તેને જે જાણવા જેવું લાગે તે પોતાના મ્હારા જેવા દોસ્તોને વિગતવાર રીતે કહે છે, તેથી જે સ્થિતિઓનો

અનુભવ અમને ન હોય તેવી હકીકતો તેની તરફથી મળી શકે છે, એટલે અમને પણ ફાયદો થાય છે, અને ગામડાના લોકોને પણ તેથી કોઈ કોઇ વખત કાંઈ કાંઈ ફાયદો થાય છે. એ સિવાય સીધી રીતે તો તે ગામડાના ઘણા લોકોને જરા જરા આગળ ધકેલવાનું તથા એક એક નવું પગથીયું બતાવવાનું કામ કર્યાજ કરે છે.

## શંભુ મહારાજનાં પરમાર્થનાં કામો.

જેમકે–કોઈ બાઇએ તેની આગળ કહ્યું કે **શંભુ** મહારાજ! જુઓની, મ્હારા દીકરાને કોઈની નજર લાગી છે. ત્યારે તે કહે કે–નહિ નહિ બ્હેન! એવી વાતો ન માનો. નજરબજર બધું વહેમની વાતો છે. દોરાધાગામાં અને ભૂતપ્રેતની વાતોમાં કાંઇ વળે નહિ. આપણા **ગાંડાભટ્ટ** પાસેથી દવા લ્યો, એટલે બે ચાર દહાડામાં છોકરાને સારૂં થઇ જશે. બીજું કોઇ માણસ તે બાઇને જો આવી રીતે કહેત તો તે બાઇ એ વાત માનત નહિ, પણ **શંભુ** મહારાજ ઉપર ગામડાના ઘણા લોકોને એટલો બધો વિશ્વાસ છે, કે તેઓ તેની વાતમાં શંકા રાખતા નથી, અને તેનું કહ્યું જલદી જલદી કરે છે.

બીજી એક બાઈ હતી તે જરા સારી સ્થિતિની પટલાણી હતી, અને તેને માંડ કરીને એક દીકરો હતો, માટે લાડને લીધે, તેની ઉપરના હેતને લીધે તથા તે જલદીથી જાડો પાડો થાય એવી ઇચ્છાથી તે બાઈ પોતાના નાનકડા દીકરાને રોજ રોજ શીરો ખવરાવતી હતી, અને ભેંશનું દૂધ કઢીને તેમાં ખૂબ સાકર નાંખી રાબડી જેવું કરીને પાતી હતી, તથા આખો દહાડો છોકરાના હાથમાં સાકરના ગાંગડા આપ્યા કરતી હતી, તેથી છોકરો ઉલટો વધારે માંદો પડતો હતો. પછી તેણે શંભુમહારાજને પૂછ્યું કે–મહારાજ મ્હારો છોકરો આટલી આટલી તજવીજ છતાં ગળતો જાય છે તેનું શું કરવું? એને કયો ગ્રહ નડે છે? ત્યારે તેણે કહ્યું કે–બાઈ, એ છોકરાને શીરો

ન ખવરાવો, કઢેલું દૂધ ન પાઓ અને ઝાઝી સાકર ન ખવરાવો તો તે જલદીથી સાજો થશે; કારણ કે બાળકની જઠરાગ્નિમાં તે કેટલુંક જોર હોય? અને તે એવી ચીજો ક્યાંથી પચે? નજ પચે; માટે જો છોકરાને સાજો રાખવો હોય તો એવું કાંઇ ખવરાવો મા, અને આખો દહાડો તેને તેડી ન રાખો પણ છૂટથી બીજાં છોકરાંઓની સાથે તેને રમવા દો. બાધ જોષ જોવરાવ્યાથી તેને ફાયદો નહિ થાય, પણ શરીરના જે નિયમો છે, અને કુદરતના જે નિયમો છે, તે પ્રમાણે વરતવાથી ફાયદો થશે. આવી રીતે ઘણી બાઇઓને તે સમજાવે છે, અને માતાઓનાં અજ્ઞાનપણાને લીધે ગામડાંઓમાં બાળકોનાં જે ખૂન થાય છે તેમાંથી ઘણાં છોકરાંઓને તે બચાવી લે છે.

ઘણી વખત ગામડાના ઘણા અભણ લોકો પોતાનાં ન્હાનાં છોકરાંઓને પોતે જ્યારે નવરા બેઠા હોય ત્યારે રમુજને ખાતર બીડી પીતાં અથવા હોકો પીતાં શીખવે છે, અને ન્હાનાં છોકરાંઓ બીડી પીએ ને ધૂમાડા કાઢે અથવા છીંકો ખાય કે મોઢું બગાડે ત્યારે તે જોઇને તેઓને આનંદ થાય છે. આવા મૂર્ખાઈ ભરેલા જરાક વારના આનંદ સારૂ તેઓ પોતાનાં વહાલાં છોકરાંઓને તથા પાડોશીઓનાં છોકરાંઓને બીડી પીતાં કે હોકો પીતાં શીખવે છે, અને તેઓને ન્હાનપણમાંથીજ વ્યસનનાં ગુલામ બનાવે છે, તથા નાહકના ખરચના ખાડામાં ઉતારે છે. આવા પ્રસંગો જ્યારે શંભુ મહારાજના જોવામાં આવે છે ત્યારે તે તુરતજ એમ કરનાર ગામડીયાઓને જે પ્રમાણે કહેવું ઘટે તે પ્રમાણે તેઓની ભાષામાં જરા રમુજી રીતે અને તેમ છતાં કડક શબ્દોમાં કહી લેય છે, અને તે પણ એવે વખતે તથા એવી તક સાધીને અને એવાં માણસોની રૂબરૂ કહે છે કે ફરીથી તે માણસને કદિ પણ એ જાતના અવગુણ વધારવાનું મન થાય નહીં.

ન્હાના ગામડામાં નિશાળો હોતી નથી, અને છોકરાંઓને ભણાવવાની ગામડીયાઓને ખબર પણ હોતી નથી, તેથી ઘણાં છોકરાંઓ

રખડયા કરે છે, અને ફુરસદનો વખત નકામો ગુમાવી નાખે છે. એવાં છોકરાંઓને ભણાવવા માટે પણ શંભુમહારાજ બહુ તજવીજ કર્યા કરે છે, અને ગામમાં કોઇ બ્રાહ્મણ હોય, વેપારી હોય અથવા પોલીસ-પટેલ કે હવાલદાર હોય તેને લખતાં વાંચતાં આવડતું હોય તો તેની પાસે એવાં છોકરાંઓને ભણાવવાની સગવડ કરી આપે છે. આવી રીતે ઘણાં છોકરાંઓને તેણે થોડું થોડું લખતાં વાંચતાં આવડે તેવાં બનાવ્યાં છે; અને બીજાં વધારે સારાં સાધન ન હોવાથી એટલામાંજ તેને અટકી રહેવું પડે છે, પણ જો સારાં સાધનો હોય તો તે ઘણાં છોકરાંઓને ભણવાની બાબતમાં બહુ આગળ વધારી શકે તેમ છે.

શંભુમહારાજ ખભે કોથળો લઇ ટુંકું પોતીયું પહેરી માથે ફાળીયું વીંટી ઉઘાડે પગે ગામડે ભીખ માગવા જતા હોય ત્યારે રસ્તામાં ખેતરે જતા ઓળખાણ પીછાનવાળા ખેડુતો મળે તેને પૂછે કે-કેમ પટેલ, રામ રામ. કેમના ચાલ્યા? ત્યારે પટેલ કહે કે-વાડીએ જઇએ છીએ. ત્યારે શંભુમહારાજ પૂછે કે-આ સાલ ખેતરમાં શું મોલ વાયો છે? પટેલ કહે કે-કોદરા વાયા છે; અથવા ચીણો વાયો છે. ત્યારે શંભુમહારાજ તેને સમજાવે કે-એવી ચીજ વાવો તેમાં કાંઇ બહુ ફાયદો થાય નહિ, કારણ કે એનો ભાવ કાંઇ બહુ સારો આવે નહિ, પણ એને બદલે જો તમે કોઈ નવી જાતની શાકભાજી વાવો તો તમને ઘણો વધારે ફાયદો થાય. એમ કહીને પછી તે તેની બધી ગણત્રીઓ સમજાવે, અને તેને કેટલીવાર પાણી પાવું પડે, કેટલું ખાતર નાંખવું પડે, કેટલો કર ભરવો પડે, અને કુલ પેદાસ કેટલી થાય; તે બધા હિસાબો ખેડુતોની ભાષામાં તેઓને ગળે ઉતરે તેમ કહી બતાવે; અને તે પણ માત્ર ઉપલકપણે નહિ, પણ દાખલા દલીલોથી તથા આસપાસના ગામડાઓના ઓળખાણ પીછાનવાળા ખેડુતોના પુરાવા ઉપરથી સાબીત કરી આપે કે આ જાતની ચીજ વાવવામાં

આટલો ફાયદો છે. તે ઉપરથી પછી તે ખેડુત શંભુમહારાજના સમજાવવા પ્રમાણે વાવેતર કરે છે, તેથી તેને લાભ થાય છે, એટલે એ જોઈને બીજાઓ પણ એ પ્રમાણે કરવા લાગે છે.

શંભુમહારાજ રસ્તામાં ચાલ્યા જતા હોય ત્યારે કોઇ ગોવાળીયો ઢોર હાંકીને જતો હોય તેનાં ઢોર જોઇને અથવા પોતે કોઇની ઓશરીમાં બેઠા હોય ત્યારે ફળીયામાં ઢોર બાંધેલાં હોય અને તેમાં જો કોઇ બહુ નિર્બળ ઢોર હોય તો તેને જોઇને શંભુમહારાજ કહે કે–પટેલ, તમને ખબર છે કે ઢોરમાં પણ જીવ છે, અને જે જીવ છે તે ભગવાનનો અંશ છે, માટે જો એને દુઃખ દઇએ તો એથી ભગવાન બહુ દિલગીર થાય છે, એટલુંજ નહિ પણ જેને ઘેર ઢોર દુઃખી થાય ને નિસાસા નાંખે તેનું બહુ ભુંડું થાય છે; માટે ઢોરની તો બહુજ ચાકરી કરવી જોઇએ. અરે! જરા વિચાર તો કરો કે જે ગાયો તથા ભેંસો ઘાસ ખાઇને તમને દૂધ આપે, અને જે બળદો ઘાસ ખાઇને તમારાં હળ હાંકે, તથા ભાર ઉપાડે તેને તમે ભૂખે મારો, એ કરતાં વધારે હલકાઇ બીજી કઈ? ઢોરના નિસાસા તો કદિ પણ ન લેવા; કારણ કે મુંગાં પ્રાણીની હાય બહુ ભુંડી છે. અસલના વખતમાં તમારા બાપદાદાઓ માલને કેવો સુખી રાખતા હતા એ તમે કયાં નથી જાણતા? એથીજ તેઓ સુખી હતા, કારણ કે જેને ઘેરે મુડદાલ જેવા બળદો હોય તેના ખેતરમાં રસકસ કયાંથી હોય? અને તેના ખળામાં બરકત કયાંથી હોય? જે બળદ પોતેજ દુબળો હોય તે હળનો ભાર કેમ ખેંચી શકે? અને જે ગાયો પોતેજ મરવા પડેલી હોય તે દૂધ કેટલુંક આપી શકે? અને એના દૂધમાં તે કસ કયાંથી હોય? નજ હોય. માટે તમારે તમારાં ઢોરને સુખી રાખવાં જોઇએ. તેની ઓલાદ સુધરે તે સારૂ સારા સાંઢ ગામ ખાતે રાખવા જોઇએ, અને જેની ગાયો, બળદો તથા ભેંસો સારી હોય તેને ઇનામો આપવાં જોઇએ.

આવી રીતે તે જુદા જુદા ખેડુતોને પ્રસંગોપાત સમજાવતા. અને ચોરામાં દાયરો જામ્યો હોય ત્યારે વખત જોઇને આવી વાતો કરતા; તેથી ઘણા લોકો ઉપર તેની બહુ સારી અસર થતી, અને તેને પરિણામે ઘણાં ઢોરોને કેટલાક પ્રકારનું સુખ થતું હતું, તથા ઢોરોના માલીકોને પણ લાભ થતો હતો.

## ખેડુતોને પોતાનું અને પોતાના ધંધાનું મહત્વ સમજાવવામાં શંભુમહારાજની ખૂબી.

**શંભુમહારાજ** જ્યારે પટેલીયાઓ પાસે ચોરામાં બેઠા હોય, અને વરસાદ પાણીની તથા મોલ માલની વાતો ચાલતી હોય, અને નબળાં વરસોની વાતો તથા મોંઘારતની વાતો ચાલતી હોય, અને આપણે શું કરી શકીએ, આપણું ગજું શું, આપણે ગરીબ માણસ, આપણું કહ્યું સાંભળે કોણ, આવી આવી વાતો ગરીબ નિરાધાર ખેડુતો કરતા હોય, ત્યારે **શંભુમહારાજ** તેમને કહેતા કે—તમે તમારૂં બળ સમજતા નથી એજ મ્હોટી અડચણ છે; બાકી જો તમે તમારૂં બળ સમજતા હો તો તમને કોઇ પણ હેરાન કરી શકે તેમ નથી. કારણકે આપણા દેશમાં સો માણસમાંથી એંશી માણસો ખેતીનો ધંધો કરનારા છે, તેથી રાજાઓનાં રાજ ખેતી ઉપર છે, શેઠીયાઓની શેઠાઇ ખેતી ઉપર છે, અમલદારોના પગાર ખેતી ઉપર છે, અને આ જગતમાં જે કાંઇ ઉજળાપણું છે તે બધું ખેડુતોની મહેનતને આધારે છે. જો આખી દુનિયાના ખેડુતો એક વરસ હડતાલ પાડે, તો દુનિયાની શું સ્થિતિ થાય એ ખ્યાલ તમે કરી શકો છો? એ ખ્યાલ કરતાં પણ મને તો ત્રાસ લાગે છે.

શેઠજી, ખેડુતોનો મહિમા કેટલો બધો છે તે સમજાવવા માટે **સિંહાસનબત્રીસી** નામે પુસ્તકમાં કવિ **શામળભટ્ટે** **ભાબારામ** નામના એક ખેડુતની વાત લખેલી છે, તે ખાસ જાણવાલાયક છે, તેથી

ગામડાના ખેડુતો જ્યારે નિરાશ થતા હોય અથવા અમારાથી તે શું બની શકે? અને અમે તે શું ગણતીમાં? એમ જ્યારે તેઓ કહેતા હોય, ત્યારે તેઓને તેઓની ઉંચતાનું ભાન કરાવવા સારૂ **ભાભારા**-મની વાર્તામાંથી થોડીક વાત **શંભુમહારાજ** તેઓને કહી સંભળાવતા. તે કહેતા કેઃ—

**પરદુઃખભંજન રાજા વીરવિક્રમ અને ભાભારામ ખેડુત.**

એક દિવસ પરદુઃખભંજન રાજા **વીવિરક્રમ** અંધાર પછેડો ઓ-ઢીને નગરચર્ચા જોવા નીકળ્યો હતો. તે વખતે તે બધી જાતના લોકોમાં ફર્યો, અને તેણે તેઓનાં સુખ દુઃખ જોયાં. એ પછી જ્યાં કણબી ખેડુત લોકો રહેતા હતા ત્યાં તે આવ્યો, અને **ભા**ભારામ નામે એક બહુ બુઢ્ઢા ખેડુતને ઘેરે ઉભો રહી તેની ચર્ચા જોઈ. તેમાં વિક્રમરાજાને એમ લાગ્યું કેઃ—

**ચોપાઈ.**

"રળવું ગાળ્યું થોડો આહાર, રાયે દીઠું દુઃખ અપાર;
એવું દુઃખ ન વેઠે કોઈ, ધન ધન કણબી તુજને હોય." ૧.

આવી રીતે **ભા**ભારામની સ્થિતિ જોઇને રાજા **વિક્રમ**ને એમ લાગ્યું કે ખેડુતો ઘણું કમાય છે, પણ તેમાંથી તેમને પોતાના ઉપયોગમાં તો બહુજ થોડું આવે છે, બાકી ઉપજમાંથી મ્હોટો ભાગ તો રાજા, વ્યાપારીઓ, ભિખારીઓ તથા પશુ પક્ષીઓ લઇ જાય છે, અને તેમ છતાં સૌથી વધારે દુઃખ તો ખેડુતોનેજ વેઠવું પડે છે, માટે ખેડુતોને ધન્ય છે! એવા ઉદ્દગારો સ્વાભાવિક રીતેજ રાજા **વિક્રમ**ના મુખમાંથી નીકળી પડયા. એ પરદુઃખભંજન પરમાર્થી રાજા કાંઈ આટલા ઉદ્દગારોજ કહાડીને બેસી રહે તેવો નહોતો, તેથી તેણે એક દિવસ એ બુઢ્ઢા ખેડુત **ભા**ભારામને પોતાની પાસે ખાનગીમાં તેડાવ્યો, અને તેની સાથે જે વાતચીત કરી તે પણ ખાસ જાણવા જેવી છે. એ વખતે રાજા **વિક્રમે** બુઢ્ઢા ગરીબ ખેડુત **ભા**ભારામને કહ્યું કેઃ—

## ખેડુતોના દુઃખે દુઃખી થનાર રાજા વિક્રમઃ- ખેડુતો માટે તેની કાળજી.

### ચોપાઇ.

"એક દિન એકાંતે ઠામ, રાયે તેડયો ભાભારામ;
ઘણા દુઃખીયા છોજી તમે, દુઃખ તમારૂં દીઠું અમે. ૧

એ દુઃખનો તો આણું પાર, હું તુજને આપું ભંડાર;
મનગમતો માગી લો ગરથ, સારીશું અમે ત્હારો અરથ. ૨

તમ દુઃખે દુઃખી મુજ કાય, દુખ તમારૂં નવ જોવાય;
માટે ચિત્ત ધરીને આશ, પ્રીતે માગો મ્હારી પાસ." ૩

આમાં જે ખૂબી સમજવાની છે તે એ કે અસલના રાજાઓ પોતાની રૈયત માટે કેટલી બધી કાળજી રાખતા હતા, તેનાં સુખ દુઃખ પોતે જાતે ગુપ્તવેશે કેવી રીતે જાણતા હતા, અને ગરીબ ખેડુતોનાં દુઃખે કેવા દુઃખી થતા હતા, તે બધી બાબતો સમજવા જેવી છે; એટલુંજ નહિ પણ એ વખતના ખેડુતો પણ કેવા ડાહ્યા હતા અને કેવું પોતાનું સ્વમાન સમજનારા હતા તે હકીકત પણ જાણવા જેવી છે. એ માટે વિક્રમની એ માગણીનો ભાભારામ શું જવાબ દેય છે, તે જાણવા જેવું છે. એ માટે કવિ **શામળભટ** ભાભારામ પાસે કહેવરાવે છે કેઃ-

## ખેડુતોની મહત્તાઃ-ભાભારામ પોતાનું સ્વમાન કેટલું સમજે છે?

### દોહરો.

"ભાભો કહે તું કોણ છે ? આવ્યો દેવા કાજ;
દુઃખી કહેતાં તું મને, આણ રૂદેમાં લાજ. ૧

સમર્થ કો સર્જ્યો નથી, સૃષ્ટિમાં બહ્માય;
કણબીને આપી શકે, ફેલ કરો છો કાંય. ૨

રીસ કરી બોલ્યો પછી, ત્યાં તે ભાભોરામ;
સમખાઇ સાચું કહો, કોણ તમારૂં નામ." ૩

શેઠ સાહેબ, જોયું કે? રાજા ભોજના દરબારમાં સિંહાસનમાંની પુતળી શું વાત કહે છે? તે જોયું? **શામળભટ્ટ** કહે છે કે આ હકીકત **વિક્રમ**ના નવરત્ન માંહેના **કાળીદાસ** પંડિતે સંસ્કૃતમાં લખેલી છે, અને તે હું તમને ગુજરાતીમાં કહું છું. હવે જોવાનું એ છે કે **ગુજરાત**માં જ્યારે અંધકારનો સમય હતો તેવા વખતમાં પણ **શામળભટ્ટ** જેવો કવિ ખેડુતોની આવી મહાન્ કિંમત સમજે છે, અને **ભાભારામ** જેવા ખેડુતને મોઢે **વિક્રમ** જેવા મહાન્ રાજાને કહેવરાવે છે કે, ખેડુતને આપી શકે એવો સમર્થ માણસ આખી દુનિયામાં બ્રહ્માએ કોઈ બનાવ્યોજ નથી; અને વળી વિશેષમાં કહે છે જે અમને દુઃખી કહેતાં તને હૃદયમાંથી લાજ નથી આવતી? કારણ કે પોતાની ફરજો બજાવવી, પોતાના બાપદાદાનો ધંધો કરવો, અને ખેતી જેવો ઉત્તમ તથા નિર્દોષ ઉદ્યોગ કરી જમીનના પેટમાંથી નવો માલ કહાડવો, તેમાં વળી દુઃખ શેનું? એ તો આનંદની વાત છે. જે માણસ પોતાનું કર્તવ્ય કરવામાં દુઃખ સમજે તે માણસ તો નાલાયક કહેવાય? શું ટાઢ તડકો ખમવો પડે, જંગલમાં રહેવું પડે, છાણ મૂતર ઉપાડવાં પડે, ઢોરોને ચારવાં પડે, અને વખતે ગરીબી ભોગવવી પડે, તે માટે અમે દુઃખી કાં? નહિ. ફરજ બજાવતાં જે બાબત ભોગવવી પડે તે દુઃખ કહેવાય નહિ, એટલુંજ નહિ પણ તેને દુઃખી કહ્યો એ માટે ઉલટો તેને ગુસ્સો લાગ્યો અને કહ્યું કે—મને દુઃખી કહેનારો તું કોણ?

એ પછી **વિક્રમે** પોતાની ઓળખાણ આપી, ત્યારે તેથી પણ **ભાભારામ** ડરી ગયો નહિ, તેના તેજમાં અંજાઇ ગયો નહિ, અને પરદુઃખભંજન રાજા **વીર વિક્રમ**ને જોઇને તે દીન બની ગયો નહિ; પણ હિંમતથી, લાગણીથી, સત્યથી અને ફરજથી તેણે જવાબ દીધો કે— **શેઠ ખેડુતનું આપ્યું ખાય છે, અને તેની પાછળ નભે છે.**

**દોહરો.**

" પ્રધાન રાજા પાટવી, પટેલ તલાટી થાય;
ગામ શેઠને ગરાશીયા, મ્હારૂં આપ્યું ખાય." ૬

આમ કહીને ભાભારામે વિક્રમરાજાને કહ્યું કે–તું ગમે તેવો મ્હોટો રાજા છે તોપણ શું? તું મ્હારૂં આપેલું ખાય છે, એટલુંજ નહિ પણ ગરાસીયા, પ્રધાન, પાટવી કુમાર, શેઠીયા, પટેલ, તલાટી અને આખું ગામ અમારૂં આપેલું ખાય છે, ત્યારે તું મને શું આપીશ? એટલુંજ નહિ પણ એથી આગળ વધીને ખુદ્દો ભાભારામ કહે છે કેઃ–

**દોહરો.**

" ચારણ બ્રાહ્મણ ભાટ તે, મનમાં આણી કોડ;
આશા કરતા અમ તણી, કણબી પાછળ ક્રોડ. ૧
કરોડ જણ કણબી પુઠે, દેવ સરીખા સોય;
રાજા પાછળ કો નહિ, આપ વિચારી જોય." ૨

ભાભારામ કહે છે કે–કણબીની પાછળ એટલે કે ખેડુતોની પાછળ તો કરોડો માણસો દેવ સરખા થઇને ફરે છે, પણ જેટલાં માણસો ખેડુતોની પાછળ નભે છે એટલાં માણસો કાંઇ રાજાની પાછળ નભતાં નથી, માટે સૌ લોકો અમારી આશા રાખે છે. હે રાજા વીર વિક્રમ! જો આ બાબતમાં તમને કાંઇ વાંધો લાગતો હોય તો તમે તમારા મનમાં વિચાર કરી જુઓ કે–હું ખેડુતોના મહિમાની જે વાત કહું છું તે સાચી છે કે ખોટી?

**ખેડુતો એ કલ્પવૃક્ષ જેવા છે.**

આટલું આટલું કહ્યા છતાં પણ હજી ભાભારામને સંતોષ વળતો નથી, તેથી તે કહે છે કેઃ–

**દોહરો.**

" કલ્પવૃક્ષ સરખો કર્યો, કર્તારે જુગમાંય;
કણબીને ધોરી થકી, સુખ ભોગવે રાય. ૧
વિશ્વપતિથી હળપતિ, છત્રપતિની જોડ;
તોપણ ડાહ્યા દિલ થકી, ઉભા રહે કરજોડ." ૨

ખેડુતોને **શામળભટ્ટ** કલ્પવૃક્ષ સરખા સમજે છે, અને ખેડુતો તથા બળદોને લીધે રાજાઓ સુખ ભોગવે છે, એમ **ભાભારામ શક** લોકોને હરાવનાર મહા પરાક્રમી રાજા **વિક્રમ**ને કહે છે; એટલુંજ નહિ પણ એથી પણ આગળ વધીને તે એમ કહે છે કે–ખેડુતો તો વિશ્વપતિથી થયેલા છે, અને તેઓ તો છત્રપતિની જોડ જેવા છે, એટલે કે રાજાઓના જેવાજ છે. છતાં પણ તે અંતરમાંથી ડાહ્યા છે, માટે રાજાની પાસે હાથ જોડીને ઉભા રહે છે. આ બધી વાત માત્ર કાંઈ મોઢેથી કહેવાનીજ નથી પણ ખરેખરૂં એ પ્રમાણેજ છે. તે રાજા **વિક્રમ**ને બતાવવા માટે **ભાભારામ** કહે છે કેઃ–

## બાદશાહ પણ કાંઇ ખેડુતોથી વધે નહિ!

### છપ્પો.

"પટેલ પાસ પાદશાહ, આપ જઈને કર હોડે;
પટેલ પાસ સૌ પંડિત, જાચવા જઈ જશ જોડે.
પટેલ પાસ સૌ ગરાસ, માન મૂકીને માગે;
પટેલ પાસ લખપતિ, લાલચે પાયે લાગે.
આપે છે પટેલ પસાયતા, જગજીવાડણ જાણીયા,
પાદશાહ વધે નહિ પટેલથી, વખાણીએ શા વાણીયા?" ૧

મતલબ કે રાજાઓ પણ કર લેવા માટે ખેડુતોની પાસે જાય છે, ગરાસીયાઓ પણ ખેડુતો પાસે માન મૂકીને માગે છે, પંડિતો પણ ખેડુતો પાસે જઇને તેના ગુણ ગાય છે, લાલચને લીધે લખપતિઓ પણ ખેડુતોને પગે લાગે છે; એટલુંજ નહિ પણ બાદશાહ પણ કાંઇ ખેડુતોથી વધે નહિ, ત્યારે વાણીયાઓની એટલે કે શ્રીમંતોની તો વાતજ શું કરીએ? આટલો બધો ખેડુતોનો મહિમા છે. અને તે કાંઈ કવિઓની કલ્પનામાં છે એમજ નહિ, ભાટ ચારણની જીભમાં છે એમજ નહિ, અને વાર્તાઓની ચોપડીઓમાં લખાય એમજ નહિ, પણ જગતના દરરોજના

અનુભવથી એ બાબત પ્રત્યક્ષ છે કે ખેડુતોને આધારેજ દુનિયાની આબાદી ટકી રહેલી છે. એ માટે વધારે પુરાવા સહિત વિક્રમ રાજાની આગળ ભાભારામ કહે છે કે,–

## ખેડુતનો ધંધો સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે.

### છપ્પો.

" પ્રથમ શ્રેષ્ઠ શ્રીરામ, કોટિ સૃષ્ટિ કરનારો;
પછી મ્હોટો અદ્વીપત, ધર્મ ધરતી ધરનારો.
પછી છત્રપતિ છેજ, માનવો મહિમા મ્હોટો;
પછી મ્હોટો જરપત, છત વણુનો તે છોટો.
સઘળા જીવે હળપતિ થકી, તે હળપતિ બળિયો બહુ;
હળપતિ કેડે જરપતિ, જગત શામળ કહે શોભે સહુ."

મતલબ કે સૌથી પહેલે સૃષ્ટિ કરનાર પરમકૃપાળુ પરમાત્મા છે, તે પછી બીજે નંબર ધર્મ તથા ધરતીને ધારણ કરનારા ખેડુતોનો છે, એ પછી ત્રીજે નંબર છત્રપતિનો છે, અને ચોથો નંબર પૈસાદારોનો છે, જેની પાસે કોઇ પણ જાતનું ઐશ્વર્ય, સમૃદ્ધિ, હીકમત, હુન્નર, કળા, વિદ્યા, કે બળ નથી, તે જગતમાં સૌથી ન્હાનો છે. આવી રીતે હોવાથી પરમાત્માથી બીજેજ નંબર ખેડુતોનો હોવાને લીધે જે હળપતિ છે તેજ સૌથી વધારે બળીઓ છે, અને તેજ સૌથી વધારે માનને પાત્ર છે; કારણકે આખું જગત હળપતિને આધારે એટલે કે ખેડુતોને આધારે જીવે છે, માટે આ જગતમાં ખેડુતનો ધંધો સૌથી ઉત્તમ છે, આ વાત વધારે ચોખ્ખી રીતે સમજાવવા માટે રાજા વિક્રમની આગળ ભાભારામ કહે છે કે–

## જો ખેડુતો–કણુ–બી ન હોય તો સૃષ્ટિ નાશ પામે.

### દોહરા.

" વિચાર્યું વિશ્વંભરે, કણના કીડા લોક;
સૃષ્ટિ કણુ–બીથી થઇ, બાકી સર્વે ફોક. ૧

સત્જુગમાં શોધી જુઓ, સૌનું જીવન કોણ ?
કેળવણી જે અન્ન તણી, તે કરનારો કોણ ? ૨
કણ–બી વિણ ચાલે નહિ, જીવે નહિ જન સોય;
કણ ઉપજાવી ના શકે, કણબી વણ નર કોય. ૩
કદાપિને જો કણ જશે, કે કણબી કુળ જાય;
ત્યારે સૃષ્ટિ તો પછી, જીવે કોણ ઉપાય ? ૪
ચાલે બીજા સત્ર વિણ, અટક્યું ના રહે કામ;
કણ–બી વણ ચાલે નહિ, ઠરે નહિ કો ઠામ. ૫
કણબી જાતાં કણ જશે, માનવ તે શું ખાય ?
કણબી કુળ જો જાય તો, સૃષ્ટિ પ્રલે થાય." ૬

શેઠજી ! જોયું કે ? **શંભુમહારાજ** ગામડીયા લોકોને સમજાવે છે કે તમે કાંઈ ગરીબ નથી, તમે કાંઇ નકામા નથી, અને તમારાથી કાંઇ ન બની શકે એમ નથી, પણ જો તમે તમારી કિંમત સમજો, તમે તમારો ધર્મ સમજો, તમે તમારી ફરજ સમજો અને તમે આસ-પાસના સંજોગો સમજીને તથા દેશકાળ જોઇને તમારો ધંધો કરતાં શીખો, તો તમે તો સૌથી શ્રેષ્ટ છો; કારણ કે દુનિયામાં બીજા બધી જાતના કે બીજા બધા ધંધાવાળા લોકો વિના કદાચ કેટલોક વખત ચાલી શકે, પણ ખેડુતો વિના ચાલી શકે તેમ નથી; એટલુંજ નહિ પણ મનુષ્ય જાતનું જીવન અનાજ ઉપર છે, અને અનાજ ઉત્પન્ન કરનારા ખેડુતો છે, માટે જો ખેડુતોનો નાશ થાય તો સૃષ્ટિનો પ્રલય થાય. આટલું બધું બળ તમારામાં છે, માટે અમે ગરીબ છીએ, અમે દુઃખી છીએ, અમે શું હિસાબમાં, અમારૂં કહ્યું કોણ માને, એવા નમાલા નમાલા વિચારો તમારા મનમાં રાખશો મા, પણ ભોળારામ જેવો વૃદ્ધ અને અનુભવી ખેડુત જેવા વિચાર રાખે છે, અને જેનો હજી સુધી સવંત્ ચાલે છે એવા પરદુઃખભંજન રાજા **વીરવિક્રમ** ખેડુતો માટે જેવું માન ધરાવે છે તેવાજ તમે થજો.

## પૃથ્વીનો ભાર ઉપાડનાર બળદો અને ખેડુતો છે. છત્રપતિ તો ખેડુતોનાં છોકરાં છે.

આજના વખતમાં ખેડુતોની ગરીબ સ્થિતિ જોઇને અને ટાઢ, તડકો વિગેરે તેઓનાં દુઃખો જોઇને એશઆરામમાં પડી ગયેલા આપણા હાલના લોકો ખેડુતોના ધંધાને હલકો સમજે છે, પણ **ભાભારામ** જેવા જે ખરા ખેડુતો હોય તે પોતાના ધંધા માટે અને પોતાના બળદો માટે કેટલું બધું માન ધરાવે છે, અને કેવી ઉંડી લાગણી ધરાવે છે, એ તમે જાણો છો? એ માટે રાજા વિક્રમની આગળ **ભાભારામ** કહે છે કે–

છપ્પો.

"વાઘથી બળિયો બળદ, પૃથ્વીનો ભાર ઉપાડે;
વાઘ હણે છે જીવ, બળદ તો જગત્ જીવાડે.
સૃષ્ટાએ રચી સૃષ્ટિ, પ્રથમ તો કણ–બી કીધો;
ધોરી સરજ્યો વીર, બન્નેને ત્યાં વર દીધો.
ઉપાડો ભાર અવની તણો, કરો કામ ખડ અન્ન જમો;
છત્રપતિ આદિ સહુ છોકરાં, ભાભા થઈ ભૂતળ ભમો." ૧

આમાં જોવાનું એ છે કે પોતાના ધંધા માટે ખરા ખેડુતોને કેટલું બધું માન હોય છે, અને તેઓ પોતાના મદદગાર બળદો માટે પણ કેટલી બધી લાગણી ધરાવે છે, તે વાત આમાંથી સમજવા જેવી છે; એટલુંજ નહિ પણ પૃથ્વીનો ભાર ઉપાડનાર બળદો તથા ખેડુતોજ છે, કામ કરવા માટેજ તેઓનો અવતાર છે, અને રાજાઓ તો ખેડુતોનાં છોકરાં છે, માટે ખેડુતોમાં જે ખરો ખેડુત હોય, અનુભવી હોય અને વૃદ્ધ હોય તે ભાભા એટલે કે બાપા અથવા દાદા કહેવાય છે. એવા ભાભા તેઓ શા માટે કહેવાય છે? એ માટે **ભાભારામ** કહે છે કેઃ—

## ખેડુતો સૌ કરતા લાંબુ આયુષ્ય ભોગવે છે, માટે તે ભાભા કહેવાય છે.

દોહરો.

" સર્વ પહેલાં અવતર્યાં, સૌની પુંઠે જાય;
ભાવ્યો સહુના મન વિષે, ભાભો તે કહેવાય." ૧

ભાભાનો આ અર્થ પણ ખાસ સમજવા લાયક છે. એમાં તે એમ બતાવે છે કે ખેડુતો બહુ લાંબુ આયુષ્ય ભોગવે છે. ખેતીના ધંધામાં ચોખ્ખી હવાને લીધે, સાદા ખોરાકને લીધે, પૂરતી મહેનતને લીધે અને કુદરતનું અનુપમ સૌન્દર્ય નજર આગળ ખડું ને ખડું રહે છે તેને લીધે, તથા બીજા કોઇ પણ જાતના છળપ્રપંચ કર્યા વિના માત્ર પૃથ્વીમાતાને આધારે તથા પોતાનીજ મહેનતને આધારે રહેવાનું હોવાથી તેઓની તંદુરસ્તી બહુ સારી રહે છે, અને તેઓ લાંબુ આયુષ્ય ભોગવી શકે છે. ખેતીના ધંધામાં પણ આ એક મ્હોટામાં મ્હોટો લાભ છે કે તંદુરસ્તી સારી રહે છે, અને લાંબુ આયુષ્ય ભોગવી શકાય છે, માટે તેઓ ભાભા કહેવાય છે; એટલુંજ નહિ પણ તેની રીતભાત એવી સાદી હોય છે, તેઓની રહેણીકરણી એવી ચોખ્ખી હોય છે, તેઓના હાવભાવમાં એવું નિખાલસપણું હોય છે, તેઓની જીંદગીમાં એવી સાદાઈ હોય છે, અને તેઓ ગરીબ છતાં પણ એટલા બધા ઉદાર હોય છે કે તે બધું જોઇને સૌના મનને તે ગમી જાય છે. માટે તે ભાભા એટલે કે બાપા કે દાદા કહેવાય છે.

## ભાભારામનું નિસ્પૃહીપણું-હૃદયની વિશાળતા.

આવી રીતે ખેડુતોનો મહિમા કહ્યા પછી હવે છેવટે રાજા વીરવિક્રમને ભાભારામ કહે છે કે—

ચોપાઈ.

"કણબી તો નવ કરશે આશ, માગશે નહિજ તમારી પાસ;
ઘેંસ છાસ ભડકું કો દન, નવે નિધ માને તે મન. ૧

બાહુ બળ નિરોગી દેહ, કરોડપતિથી અદકો તેહ;
થોડે લોભે ખોવો ભાર, તો શો માગ્યાનો વહેવાર ? ૨
જે આપો તે ખૂટી જાય, માગે મ્હારી તો બલાય;
ઈશ્વર પાસે માગું નેટ, ગર્ભવાસ નહીં જનની પેટ." ૩

આમાં પણ ખેડુતોને માટે **ભાભારામને** કેટલી બધી લાગણી છે, અને કેટલું બધું માન છે, તે તેના અજબ જેવા ઉમળકાથી દેખાઇ આવે છે. તે કહે છે કે ઘેંસ મળે, છાસ મળે કે ભડકું ખાવાનું મળે, તોપણ તેને તે નવે નિધિ જેવું માને છે; કારણ કે એવું ખાધાથી પણ તેઓનાં શરીર બાહુ બળવાન અને નિરોગી રહે છે, માટે દવાની બાટલીઓની દોસ્તીવાળા કરોડપતિઓ કરતાં તે વધારે સુખી છે; એટલુંજ નહિ પણ ખેડુતો પાસેથી સૌ આશા રાખે છે, પણ તે કોઇની આશા રાખતા નથી, માટે **ભાભારામ** પરદુ:ખભંજન રાજા વીરવિક્રમને કહે છે કે થોડા લાભ સારૂ કરીને હું મ્હારી આંબરૂ શા માટે ખોઈ નાખું ? અને તમે કેટલુંક આપશો ? વળી જે આપો તે બધું ખૂટી જાય તેમ છે, માટે હું તે શા માટે માગું ? મ્હારી તો બલા માગે ! મતલબ કે તમે રાજાઓ તો અમો ખેડુતોનાં છોકરાંઓ છે, તેની પાસે કોણ માગે ? અમે તો ઇશ્વર પાસેજ માગીએ છીએ અને તે પણ એજ કે ચોરાસી લાખના ફેરામાં ફરીથી નાખીશ મા. આમ માગવામાં **ભાભારામની** શ્રદ્ધા તથા ભક્તિ પણ સમજવા જેવી છે. અને એ પણ ઘણું કરીને ખેડુતોમાં મુખ્ય ગુણ હોય છે.

શેઠ સાહેબ ! આવી રીતે ગામડાઓમાં રહીને પણ જંગલી ગામડીયાઓની અંદર **શંભુમહારાજ** કેવી ઉંચતા ફેલાવે છે, તે જોવાનું છે. હવે મને કહો કે શું આવા ભલા માણસને પણ હું મ્હારો મિત્ર ન માની શકું ? તે સંજોગોને આધારે ભીખ માગવાનો ધંધો કરે છે તેટલાજ કારણસર તેના બધા ગુણો ઉપર પૂળો મૂકી દઈને શું હું

તેને હલકો સમજું ? નહિ, શેઠજી, મ્હારાથી તો એ બની શકે તેમ નથી. કોઇ પણ માણસ ગમે તે જાતનો હોય, ગમે તે દેશનો હોય, ગમે તે ધર્મનો હોય, અને વંશપરંપરાના રિવાજને લીધે, આજુબાજુના સંજોગને લીધે અથવા કાંઇ ખાસ કારણને લીધે ગમે તે જાતનો ધંધો કરતો હોય છતાં પણ જો તેનામાં કોઇ પણ પ્રકારની ખાસ ઉચ્ચતા હોય, જો તે કોઇ પણ પ્રકારની સારી સેવા કરતો હોય, અને મ્હારા અને તેના વિચારો મળતા આવતા હોય, તો તે મ્હારો મિત્ર છે, એમ હું માનું છું; અને એમ માનવામાં મને જરા પણ સંકોચ લાગતો નથી. એવો સંકોચ તમારા જેવા શ્રીમંતોનેજ મુબારક હો !

શેઠજી ! મ્હારા આ ભિખારી મિત્રની બીજી પણ કેટલીક વાતો જાણવા જેવી છે, માટે હજી પણ તે કહેવાનું મને મન થઈ જાય છે. અને તે એજ કે—

## શંભુમહારાજનાં પરમાર્થનાં કામોઃ–વ્હેમમાં પડયા રહેવા કરતાં રોગ મટાડવાના ખરા ઉપાયો કરો.

ભાદરવા અને આસો મહિનામાં ગામડાંઓમાં જ્યારે મેલેરીયા તાવનો રોગ ઝપાટાબંધ ચાલતો હોય અને ઘણું કરી દરેક ઘેરે કોઇને કોઈ માણસ તાવમાં પડેલા હોય એ વખતે **શંભુમહારાજ** ગામડાંઓમાં ભીખ માગવા જાય ત્યારે ત્યાંના તાવથી હબહબતા બિચારા ગરીબ ગામડીયા લોકો તથા તેમની બાઈડીઓ બહુ આજીજીથી અને ખરી શ્રદ્ધાથી તેને પૂછે કે, હે મહારાજ ! હવે અમારા ગ્રહ તે ક્યારે સારા થશે ? અને આ તાવ તે ક્યારે ઉતરશે ? આ વખત તો અષાડ મહિનામાં વાળાની પીડા બહુ ભોગવી. ઘેરે ઘેરે વાળા હતા. મ્હારી ફઇના દીકરાને તો અઢાર વાળા નીકળ્યા હતા, અને મને ચાર વાળા નીકળ્યા હતા, મ્હેર ભાઇને નવ વાળા નીકળ્યા હતા અને અમારા પાડોશીને એકવીશ વાળા નીકળ્યા હતા. હવે બધાં તાવમાં પડયાં છીએ, માટે હવે પનોતી

ક્યારે ઉતરશે? એ બરાબર જોઈ દો તો ઠીક થાય. ત્યારે શંભુમહારાજ કહેતા કે તમારાં નશીબ તો બહુજ સારાં છે, અને તમારા ગ્રહ પણ સારા છે, તમે જે મંદવાડ ભોગવો છો તેમાં તમારા ગ્રહનો કાંઈ વાંક નથી, પણ તમારા અજ્ઞાનપણાનો વાંક છે, તમારાથી જે ભૂલો થાય છે તે વાંક છે, અને તમે જે કુદરતના નિયમો જાણતાં નથી તે વાંક છે. જુઓને તમારી પાસેના ગામમાં ત્યાંના લોકોએ ઉઘરાણું કરીને વાવ બંધાવી લીધી, અને તેમાં કોઇ કચરો નાંખે નહિં કે લુગડાં ધોય નહિ એવો બંદોબસ્ત રાખ્યો છે, તેથી તે ગામમાં હવે વાળા થતા નથી. એમ તમે પણ જો તમારા ગામની વાવ સુધારો, અને ચોખ્ખું પાણી મળે એવી તજવીજ રાખો, તો તમને પણ વાળા ન નીકળે. પાણી હમેશાં ગાળીને પીવું જોઇએ, અને પાણીમાં પોરા ન પડે તે માટે ચૂનો તથા મોરથુથુ કૂવામાં નાંખવાં જોઇએ. એમ કરો અને પછી વાળા નીકળે તો હું જવાબદાર. પણ તમે પાણીની સંભાળ રાખો નહિ તેથી વાળા નીકળેજ, એમાં નવાઇ શું? એમાં બિચારા ગ્રહનો શું વાંક? હમણાં આ ટાઢીયા તાવ આવે છે તે પણ તમારીજ ભૂલોને લીધે; કારણ કે તમે ઘર પાસે ઉકરડા રાખો છો, તેમાંથી બદબો નીકળે અને પાણીથી તે ભીંજાય, અને જ્યાં ત્યાં ફળીયામાં પાણીના ખાડા ભરેલા રહે, તથા મચ્છરો બહુ થાય, અને એ મચ્છરો કરડે તેનાથી પછી તાવ ઉત્પન્ન થાય, માટે જો તમે ગંદકી ન રાખો, ઉકરડા છેટે રાખો, સફાઇ રાખો અને ઘર પાસે તથા ગામ પાસે પાણીના ખાડાઓ ભરાઇ રહે નહિ એવો બંદોબસ્ત રાખો તો તમને તાવ આવે નહિ; કારણ કે દરદોને કાંઇ ભગવાન મોકલતા નથી, તે તો બહુજ દયાળુ છે, અને સૌનું કલ્યાણજ ઇચ્છે છે, પણ આપણે તેના નિયમો જાણતા નથી, તેથી ઘણી જાતની ભૂલો કરીએ છીએ, અને એ ભૂલોના પરિણામે રોગ ઉત્પન્ન થાય છે; માટે જો આપણે આ બધી બાબતો

બરાબર રીતે જાણીએ, અને સફાઇ રાખતાં શીખીએ, તો ટાઢીયા તાવ તથા વાળાને તો આપણે તરતજ નાબૂદ કરી શકીયે.

આ બધી વાતો તેઓ એવી સ્હેલી ભાષામાં, ગામડી દ્રષ્ટાંતોમાં અને તુરત ગળે ઉતરી જાય એવી રીતે કહેતા, કે જેથી તે મૂર્ખાઓ પણ ઉંચા સિદ્ધાંતો જલદીથી સમજી જતા હતા. આપણને તો એની પેઠે કહેતાં પણ ન આવડે, અને ગામડીયાઓને સમજાવતાં પણ ન આવડે, પણ શંભુ મહારાજમાં એવી ખૂબી છે કે તે તેઓના જેવા થઇને તેઓની વચ્ચે ભળી જાય છે, અને તેમને સમજાવી લેય છે.

## ગામડાના ભોળા લોકોને શંભુ મહારાજની ચેતવણી:- જેને તેને ગુરૂ માની બેસતા નહિ.

ગામડાના લોકો બિચારા બહુ ભલા હોય છે, અને અતિશય શ્રદ્ધાળુ હોય છે, અને તેમ છતાં બહુ અજ્ઞાન હોય છે, તેથી જેનામાં પોતા કરતાં જરાક કાંઇક વધારે દેખે તેને મ્હોટા મહાત્મા માની લેય છે; અને પોતે બિચારા આવા ભોળા તથા નિષ્કપટી હોવાથી કોઇ ચાલાક માણસની ચાલાકી સમજી શકે નહિ, ત્યારે તે ચાલાકીને ચમત્કાર માની લેય છે; તેમજ શ્રદ્ધાની તો તેઓમાં ખોટજ નથી, એટલે પછી એવા માણસોને તેઓ પોતાના ગુરૂ બનાવી દેય છે; પણ એવા ચાલાક માણસોમાં કાંઇ બહુ માલ કે સાચું જ્ઞાન હોતું નથી; તેઓ તો ભોળા લોકો પાસેથી ધન હરવાની યુક્તિઓમાંજ ફરનારા હોય છે, અને ગામડાંના દરેક માણસો એવા કોઇને કોઇ ઢોંગી ગુરૂઓને માનનારા હોય છે, તેથી એ માટે પણ પ્રસંગોપાત શંભુ મહારાજ તેમને બહુ ચેતાવ્યા કરતા; અને કહેતા કે મૂર્ખાઓને ગુરૂ ન કરો; ધન હરનારાને ગુરૂ ન કરો; જે પોતેજ બંધનમાં બંધાએલા હોય તે તમને ક્યાંથી છોડાવશે? બજારમાં શાક લેવા જઇએ ત્યારે પાઇની ભાજી

લેતાં પહેલાં પણ ત્રણ ઠેકાણે તપાસ કરીએ છીએ કે સારી ભાજી ક્યાં મળે છે? અને કુંભારવાડે દોઢીયાનો ઘડો કે હાંડલું લેવા જઈએ તે પણ ત્રણ વખત ટકોરા મારી ઠોકી બજાવી ખાત્રી કરીને પછી લઈએ છીએ, અને ગુરૂ કરીએ તેમાં કાંઈ આગળ પાછળ જોવુંજ નહિ? આ અંધારૂં તે ક્યાંનું? જુઓને, ભોજા પટેલના ગુરૂનું ભોપાળુ સાંભળ્યું ને? ઓલ્યા રામદાસ બાવાની વાત સાંભળી ના? બે વરસ ઉપર ઓલ્યો બાવો મ્હોટો મહાત્મા થઈને આવ્યો હતો, ને આપણા ગામમાં પણ બે ચાર ઠેકાણે તેની પધરામણી થઈ હતી તે હમણાં કેદમાં ગયો એ ખબર છે ના? અને લવજી ઠક્કરનાં ગુરૂ મહારાજે બે લાખ રૂપિયા કોરટ લડવામાં ગુમાવ્યા, ને અંતે એ મહારાજ હારી ગયા, એ વાત હમણાં સાંભળી કે નહિ? જુઓને, આવા ગુરૂઓના હાલ છે. માટે જેની તેની કંઠી બાંધી લેતાં પહેલાં અને જેની તેની પાસે કાન ફુંકાવતાં પહેલાં બહુજ સંભાળ રાખવી જોઈએ; કારણ કે ગુરૂપણું એ કાંઈ રમતની વાત નથી, પણ બહુજ મ્હોટી વાત છે. જો સારા ગુરૂ મળ્યા હોય તો પ્રથમ આપણી હાલની જીંદગી સુધારી દેય છે, અને પછી મોક્ષનો રસ્તો બતાવી દેય છે, પણ એને બદલે જો ખરાબ ગુરૂ હોય તો આપણને ઘણી જાતના વહેમોમાં નાંખી દેય છે, અને આપણી જીંદગી બગાડી નાંખે છે. જેની આ હાલની જીંદગી બગડી તેની પરલોકની જીંદગી ક્યાંથી સુધરે? કારણ કે જેની જુવાની ખરાબીમાં ગઈ હોય તેનું ઘડપણ ક્યાંથી સારૂં હોય? તેમજ અહિંની આપણી હાલની જીંદગી તે આપણી જુવાની છે, અને સ્વર્ગ-સુખ તે શાંતિ ભોગવવાનું ઘડપણ છે; માટે પ્રથમ અહિંની જીંદગી સુધારવી જોઈએ. અને તે કાંઈ લોભીલા ગુરૂઓથી; લોભીઆ ગુરૂઓથી, માનપાનના શોખીન ગુરૂઓથી, અભિમાની ગુરૂઓથી, બીજાઓને નીચા સમાજનારા ગુરૂઓથી અને દેશકાળ નહિ જાણનારા ગુરૂઓથી

બની શકે નહિ; માટે તમારે ગુરૂ કરવાની બાબતમાં બહુજ સંભાળ રાખવી જોઇએ.

## ઢોરોમાં રોગ ફેલાતો અટકાવવા માટે ગામડાના લોકોને શંભુ મહારાજે આપેલી સલાહ.

ઘણી વખત ગામડાંઓમાં ઢોરોની અંદર કેટલીક જાતના રોગો આવે છે, તેથી દરેક ગામમાં સેંકડો ઢોર મરી જાય છે, એથી ગરીબ ખેડુતોને બહુજ મોટું નુકશાન થાય છે, કારણ કે તેઓને ખેતીવાડીનો મુખ્ય આધાર ગાય, ભેંસ તથા બળદો ઉપર હોય છે; અને તેમાં જ્યારે રોગચાળો આવે છે ત્યારે તે બિચારા લાઇલાજ થઇને જોયા કરે છે, અને પોતાના કીસ્મતનો વાંક કહાડયા કરે છે; એટલુંજ નહિ પણ જ્યારે ઘણાં ઢોરો મરી જાય ત્યારે તે બાપડાઓ બહુ દુઃખી થઈ જાય છે. ગરીબાઇને લીધે માંડમાંડ પેટનું પૂરૂં થતું હોય ત્યાં તેઓ નવાં ઢોર ક્યાંથી ખરીદી શકે? એટલે સારા બળદો તથા સારાં વાછડાં આપનારી ગાયો, ભેંસો મરી જાય ત્યારે તેઓને પોતાના કુટુંબનું માંણુસ મરી જાય તેના જેટલું વસમું લાગે છે, તેથી એ ફરિયાદ પણ શંભુ મહારાજ પાસે વારે વારે ચાલી આવે છે. તે માટે શંભુ મહારાજ તેઓને કહે છે કે જ્યારે ઢોરમાં રોગ આવ્યો છે એમ દેખાય ત્યારે સાજા ઢોરને અને માંદાં ઢોરને જુદાં જુદાં રાખવાં જોઇએ. તેઓને એક જગ્યાએ બાંધવાં નહિ, રોગી ઢોરનું ખાધેલું ઘાસ કે દાણા સાજાં ઢોરને ખવરાવવાં નહિ; અને માંદાં ઢોરને તથા સાજાં ઢોરને એક હવેડામાં પાણી પીવા દેવું નહિ, પણ તેઓનાં પાણીની જગ્યા જુદી રાખવી. અને જે ગામમાં ઢોરોમાં રોગ ચાલતો હોય તે ગામનાં ઢોર બીજા ગામની હદમાં લઈ જવાં નહિ. એમ કરવાથી ઢોરોમાં રોગ ફેલાતો અટકે છે. પણ આ બધી બાબતોમાં તમે બેદરકાર રહો છો, તેથી તમારાં ઢોર મરી જાય છે, માટે આવી જાતની ભૂલો ન થાય

તેમ કરવું જોઇએ. અને હવે ઢોરોની દવા કરનારા ડૉક્ટરો પણ મ્હોટાં સહેરોમાં હોય છે, તેઓની સલાહ એવે વખતે લેવી જોઇએ; તથા ઢોરોની દવા કેમ કરવી, અને કયા રોગમાં કઈ દવા આપવી, તેની પણ હવે ચોપડીઓ છપાતી જાય છે, માટે એવી ચોપડીઓ વાંચવી જોઇએ; અને ઢોરોને રોગમાંથી કેમ બચાવવાં, તથા તેની ઓલાદ કેમ સુધારવી, એ બધું જાણીને તે પ્રમાણે વરતવાની તજવીજ કરવી જોઇએ.

આ બધું કેમ કરવું, તેની બારીક વિગતો શંભુ મહારાજ ખેડુતોને તેઓની રીત પ્રમાણે સમજાવતા, તેથી તેઓની ઉપર બહુ સારી અસર થતી, અને એમાંથી કેટલુંક કોઈ કોઈ વખત તેઓને કામ પણ લાગતું. પણ એ બધી ઝીણીઝીણી વાતો હું તમને કહેતો નથી, હું તો માત્ર મુખ્ય મુખ્ય હકીકતોજ તમને કહું છું, અને તે એટલાજ માટે કે મ્હારો ભિખારી દોસ્ત કેવી જાતનો માણસ છે, તે તમે જાણી શકો, અને એ ભિખારી બ્રાહ્મણ દોસ્તી કરવાને લાયક છે કે નહિ, એ તમેજાણી શકો.

આ સિવાય ગામડાંઓમાં શંભુ મહારાજ બીજું જે એક મુખ્ય કામ કરે છે તે એ કે ગામડાના લોકો બહુ લ્હેરી સ્વભાવના હોય છે, અને તેમાં પણ જ્યારે તેઓને ત્યાં કાંઈ સારો માઠો પ્રસંગ આવે ત્યારે તો તે ખરચ કરવામાં પાછું વાળીને જોતાજ નથી. એવે વખતે તેઓ કરજ કરીને પણ મ્હોટા મ્હોટા ખરચો કરે છે, અને પાછળથી બહુ હેરાન થઈ જાય છે; કારણ કે તેઓ અજ્ઞાન માણસો, એટલે હિસાબ કીતાબમાં કાંઈ સમજે નહિ, અને વેપારીઓ તેમની પાસેથી બહુ મ્હોટું બ્યાજ લેય છે; તેમાં વળી હાલના વખતમાં વરસાદ પાણીનાં ઠેકાણાં નહિ, અને જમીનમાં રસકસ પણ ઓછો, તેથી પેદાશ બહુ થાય નહિ, તેમાં વળી મોંઘારત, એટલે માંડમાંડ તણાઇ તણાઇને પેટનું પૂરૂં કરે, પણ કરજ ભરી શકે નહિ ને વ્યાજનાં વ્યાજ, ને તેનાં

વ્યાજ વધતાં જાય, તેથી બે ચાર વરસમાં તેઓ લાચાર થઈ જાય છે. અને અંતે ખેડ ભાંગી નાખવી પડે છે, અથવા ઘણાં વરસો દુઃખમાં ક્હાડવાં પડે છે. આવું કાંઇ કોકનેજ થાય છે એમ નથી, પણ સેંકડે વીશ જણાઓ આવી તંગીમાં હોય છે; અને તે ફક્ત લગ્નનાં તથા મરણનાં ઉડાઉ ખરચોને લીધેજ. બાકી તેઓની દરરોજની જીંદગી ગાળવાની રીતો બહુ સાદી હોય છે. તેઓ જુવાર બાજરાના રોટલા અને કાંદા ઉપર ગુજારો કરે છે. એમાં કાંઈ તેઓ ખર્ચાળુ હોતા નથી, પણ લગ્ન વિવાહના ખરચમાંજ તેઓ માર્યા જાય છે, અજ્ઞાનપણાને લીધે તેઓ કુલણજી હોય છે, તેથી ફલાણા પટેલે નાતનું ખરચ કર્યું ને હું કાં ન કરૂં? એવી ફૂલાફૂલમાં તેઓ ખુવાર થઇ જાય છે. એ બાબતમાં પણ શંભુ મહારાજે પોતાનાં ગામડાંઓમાં ઘણું સારૂં કામ કરેલું છે, અને ઘણા લોકોને કરજદાર થતા બચાવ્યા છે. જો કે આવી બાબતમાં તમારૂં કે મ્હારૂં કહ્યું એ ગામડીયા લોકો કદિ પણ માને નહિ, પણ શંભુ મહારાજને તેઓની સાથે એવી રીતે હળીમળી જતાં આવડે છે, અને એવી રીતે તેઓને સમજાવતાં આવડે છે, તથા તેઓને શંભુ મહારાજ ઉપર એવી શ્રદ્ધા છે કે જેથી કરીને આવી બાબતોમાં પણ શંભુ મહારાજ તેઓને અંકુશમાં રાખી શકે છે. આમ હોવાથી જુદાં જુદાં પંદર ગામડાંઓમાં શંભુ મહારાજ જુદી જુદી બાબતોમાં ઘણી સારી અસર કરી શકે છે.

આ સિવાય આ બધી બાબતોમાં પોતે ફત્તેહમંદ થાય, અને પોતાને ટેકો આપનારા તથા પોતાની મદદમાં રહેનારા નવાં જુવાનીયાઓ થાય, એવી ઇચ્છાથી અને લોકોનું કલ્યાણ થાય એવી લાગણીથી ગામડાંના છોકરાઓને ભણાવવાની બાબતમાં શંભુ મહારાજ ઘણુંજ સારૂં કામ કરે છે; પણ એ બાબત બહુ લાંબી છે, અને જ્યારે કોઇ વખત શંભુ મહારાજ પોતે પોતાને મોઢે આ હકીકત તમને સંભળાવશે

ત્યારે તમને વધારે મઝા પડશે, માટે હવે જ્યારે **શંભુમહારાજ** મ્હારે ત્યાં આવશે ત્યારે તેને હું તમારી પાસે તેડી લાવીશ.

એ સાંભળીને કાકુશેઠે કહ્યું કે–ઘણીજ ખુશીથી, જરૂર એ મહારાજને મ્હારી પાસે તેડી લાવજો. એવા માણસની તો આપણે ઓળખાણ રાખવી જોઇએ, અને બની શકે તો તેને મદદ પણ આપવી જોઇએ. વારૂ, પણ મને કહોતો ખરા કે આવા હુંશિયાર માણસને ભીખ કેમ માગવી પડે છે? એને કેમ કોઇ મદદ કરતું નથી? એનામાં શું દોષ છે કે જેથી કરીને તે બિચારો ભિખારી રહી ગયો છે?

**ખરેખરા લાયક માણસોને પણ આપણે ખાસ ચાહીને મદદ કરતા નથી, તેથીજ આપણી પડતી થાય છે, અને તેથીજ ઇશ્વર આપણને મદદ કરતો નથી.**

એ સાંભળીને મ્હેં કહ્યું કે–તેને ધનવાનોની તથા અધિકારીઓની ખુશામત કરતાં આવડતી નથી, એ તેનો દોષ છે. બીજું એ કે આપણા લોકો હજી કાંઇ એવા નથી કે સારા માણસોને શોધી શોધીને તેઓને મદદ કરે, પણ હજી આપણા લોકો તો એવા છે કે જે ધક્કા ખાય, હાજી હા કરે, અપમાન ખમે અને લાગુ રહે તેનેજ તેમની પાસેથી કાંઇક મળે છે; પણ સદ્‌ગુણને ખાતર, ઉત્તમ ચારિત્રને ખાતર, સદ્‌વિચારોને ખાતર, ઉત્તમ પ્રકારની સેવાને ખાતર અને નવીન શોધ કરવા ઇચ્છનારાઓને ઘડીકમાં સ્હેલાઇથી કાંઇ મદદ મળતી નથી. એટલે **શંભુ** મહારાજ જેવો સંતોષી અને ગામડામાં પડેલો અજાણ્યો માણસ ગરીબ રહે, અને તેને ભીખ માગવી પડે, તેમાં કાંઇ નવાઇ નથી. આસપાસના ગામડાઓના તથા એક બે ન્હાનાં ન્હાનાં શહેરોના શેઠીયાઓ પણ તેને સારી રીતે ઓળખે છે, અને ઘણે ઠેકાણેથી બરોબર રીતે જાણે છે કે **શંભુ** મહારાજ ઘણુંજ કામ કરે છે, છતાં પણ તેઓ તેને કાંઇ મદદ કરતા નથી; પણ બહુ તો માત્ર

પોતાને ત્યાં બાપનું બારમું હોય કે દાદીની વરસી હોય અથવા ત્રિપિંડી સરાવવી હોય, ત્યારે ખાસ યાદ કરીને શંભુ મહારાજને લાડવા જમવાનુ નોતરૂં મોકલે છે, અને એમાંજ તેઓ પોતાની ફરજ પૂરી થયેલી સમજે છે. આમ હોવાથી શંભુ મહારાજ ગરીબ રહે છે, એટલુંજ નહિ પણ એવા લાયક માણસો, એવા ગુણી માણસો, એવા ઉંચા વિચારના માણસો અને એવા સેવા કરી રહેલા માણસોને પણ ભીખ માગવી પડે, એ દેશનું કમભાગ્ય છે. આપણી પડતીનું એ પણ એક મુખ્ય કારણ છે કે આવા લાયક માણસોને પણ ખરે વખતે આપણે મદદ કરી શકતા નથી.

હવે શેઠજી! જરા વિચાર કરો કે લાંબાં લાંબાં ભાષણો આપ્યા વિના, માનપત્રોના ડુચાઓ લીધા વિના, છાપાઓમાં વાહ વાહ કરાવ્યા વિના, કોઇની ગરજ ભોગવ્યા વિના, મ્હોટાં મ્હોટાં બ્હાનાં કરીને ખોટાં ખોટાં ઉઘરાણાના ફાળા કરાવ્યા વિના, પોલમપોલવાળી મ્હોટાં મ્હોટાં નામની સભાઓ સ્થાપ્યા વિના અને બ્હારના કાંઇ પણ આડંબર કે ડોળડિમાક કર્યા વિના જે માણસ પોતાના ઉત્તમ ચારિત્રથી ઘણાં ગામડાંઓમાં ઘણી સારી અસર કરી રહ્યો હોય અને સેંકડો માણસોના જીવનમાં જે નવો રસ પૂરતો હોય, તથા સેંકડો માણસોને જે દરરોજ દિલાસો આપતો હોય, અને જેની મદદથી, જેના ઉત્સાહથી, જેના વિશ્વાસથી, જેના સહવાસથી, જેના પ્રેમથી અને જેના જ્ઞાનથી ઘણાં માણસોમાં જાણ્યે અજાણ્યે ઉત્તમતા આવતી હોય, તેવા માણસને પણ જ્યારે ભીખ માગવી પડે અને ત્યારેજ તેના પેટનું પૂરૂં થાય, એ શું દયાજનક નથી? એ શું આપણી નાલાયકી નથી? અને એથી શું આપણા ઉપર એક જાતના શાપ નથી ઉતરતા? ખચિત મને તો એમ લાગે છે કે આવા લાયક માણસોને આપણે મદદ ન કરીએ તેથીજ ઇશ્વર આપણને મદદ કરતો નથી.

## શંભુ મહારાજનું ઉપયોગીપણું:—ગામડાના લોકોની તેના તરફની લાગણી.

શેઠ સાહેબ! **શંભુ** મહારાજની આવી તો ઘણીએ જાણવા જેવી વાતો છે, પણ તે બધી કાંઇ હમણાને હમણા કહી શકાય નહિ; કારણ કે તે જુદાં જુદાં આઠ ગામમાં ભીખ માગવા જાય છે. એ માટે તેનો નિયમ એવો છે કે દરરોજ એક એક ગામમાં જવું, તેથી આઠ દસ દહાડે એક ગામનો વારો આવે, એટલે લોકોને આપવું ભારે પણ પડે નહિ, અને લોકોને તેની ઉપર ચાહના પણ બહુ રહે. એ ચાહના **શંભુ** મહારાજના ગુણને લીધે રહે છે, તેમજ લોકોની ગરજને લીધે પણ રહે છે; કારણ કે **શંભુ** મહારાજ મારફત ઘણા લોકોના સ્વાર્થ સરે છે; અને તેમાં પણ ખાસ કરીને વૈદકની બાબતમાં ગામડાઓના લોકોને તે બહુજ ઉપયોગી થઇ પડે છે, કારણ કે ન્હાનાં ગામડાંઓમાં મ્હોટા ડૉકતરો કે સારા વૈદ્યો ઘણું કરીને હોતા નથી, તેથી તેવે ઠેકાણે **શંભુ** મહારાજ તેઓને બહુ ઉપયોગી થઇ પડે છે. છોકરાંનાં પેટમાં કરમ પડયા હોય ત્યારે પણ **શંભુ** મહારાજને પૂછે. વાછડાંના પગમાં છીવડા પડયા હોય, કોઇને તાવ આવતો હોય, કોઇને બળદે શિંગડું માર્યું હોય, કોઈ છોકરો ઝાડ ઉપરથી પડી ગયો હોય, કોઇ બાઇ ધ્રૂણતી હોય, કોઇને ઉધરસ થઈ હોય, કોઇના પેટમાં દુઃખતું હોય અને કોઇનું માથું દુઃખતું હોય તે બધાંય **શંભુ** મહારાજનેજ યાદ કરે છે, અને તેની સલાહ પ્રમાણેજ વર્તે છે. આવે વખતે ફીડામારી, મામેજવો, આકડો, ધંતૂરો, ખાખરો, તુલસી, પીપળો, ફ્રો અને ચોર એટલી દવાઓમાંથીજ **શંભુ** મહારાજ તેઓના રોગો મટાડે છે; કારણ કે તે પોતે ગરીબ માણસ એટલે પૈસા ખરચીને દવા બનાવી શકે નહિ, અને ગામડીયા લોકો પણ ઘણા ખરા જંગલી, આળસુ, દરિદ્રી અને બેદરકાર હોય છે, તેથી તેઓ પણ કાંઇ બહુ

પૈસા ખરચીને કે બહુ મ્હેનત કરીને દવા લેય નહિ કે બનાવે નહિ, તેથી પોતાના ઘર પાસે અને સીમમાં તુરતજ તથા મફતજ મળી શકતી દવાઓથી તેઓ પોતાનું કામ ચલાવે છે.

**વાતો તો થાય, પણ કામ તો થાય ત્યારે ખરૂં ?**

આ સાંભળીને કાકુશેઠે કહ્યું કે–એવા માણસને તો મ્હારે જોવો જોઇએ. તેને કાંઇક મદદ કરવાનું પણ મને મન થાય છે. એ માણસ જો મ્હારી પાસે રહે તો હું તેને ખર્ચનો બંદોબસ્ત કરી આપું.

એ સાંભળીને મ્હેં કહ્યું કે–હવે જ્યારે **શંભુ** મહારાજ મ્હારે ત્યાં આવશે ત્યારે હું તેને આપની પાસે તેડી લાવીશ, પણ તમે તેને તમારી પાસે રોકી રાખો, અને ગામડાંઓના લોકોને તેનો જે લાભ મળે છે તે બંધ કરો, એ મને ગમતું નથી.

ત્યારે કાકુશેઠે કહ્યું કે–હજી તો આપણે વિચાર કરીએ છીએ, એવો વખત આવશે ત્યારની વાત ત્યારે; કારણ કે એમ તો આપણા ઘણાએ વિચારો બદલાઇ જાય છે. એ તો જ્યારે કામ થાય ત્યારે સાચું !

એ સાંભળીને જરા હસતે હસતે મ્હેં કહ્યું કે–હા, હા, એ તો સાવ સાચી વાત; જો તમારા જેવા શેઠીયાઓના વિચાર ઘડી ઘડીમાં બદલાઈ જાય નહિ તો પછી તમારી ખૂબી શું ? બોલીને પાછું ફરી જવું, અને મ્હોટી મ્હોટી આશાઓ આપીને પછી કાંઇ કરવું નહિ, એ તો આપણાં દેશના ઘણાખરા મ્હોટા માણસોની ખાસ રીતિજ છે. એમાં કાંઇ નવાઇની વાત તમે કહેતા નથી.

એ સાંભળીને જરા મોં બગાડીને કાકુશેઠ હસ્યા, અને એ પોતાને અણગમતી વાત ફેરવી નાખવા સારૂ તેણે કહ્યું કે–હવે તમારા બીજા મિત્રોની વાત કરો.

## નિશાનબાજ ભીલ.

ત્યારે મ્હેં કહ્યું કે-હવે મ્હારા બીજા મિત્રોમાં એક ભીલ મિત્ર છે, તે નિશાનબાજીનું કામ બહુજ સારૂં કરે છે, અને તે એટલી હદ સુધીનું મહાન્ કામ કરે છે કે તે જોઇને આપણને અજાયબી લાગ્યા વિના રહેજ નહિ. એ કામ બંદૂકથી નહિ, પણ તીર કામઠાંની મદદથી તે નિશાનબાજીનું કામ કરે છે. તમે બંદૂકની નિશાનબાજીના ઘણા સારા ખેલો જોયેલા છે, એટલે આ બાબતનો ખ્યાલ તમને બહુ સ્હેલાઇથી આવી શકશે, માટે હું એ બાબતમાં કાંઇ વધારે કહેતો નથી.

## સાપ પકડનાર તથા તેનું ઝેર ઉતારનાર વાઘરી.

મ્હારો એક વાઘરી મિત્ર છે, તે સાપ પકડવાની બાબતમાં એવો હુશિયાર માણસ છે કે તેની એ હુશિયારી જોઇને આપણને તાજુબ થવુંજ પડે. ગમે તે જાતનો સાપ હોય અને ગમે તેવો મ્હોટો, ઝેરી ને ભયંકર સાપ હોય, તેને પણ તે બહુજ સ્હેલાઇથી અને કાંઇ પણ ભય વિના પકડી શકે છે, અને ધીરે ધીરે તેને વશ કરી શકે છે. તથા સાપના ઝેરના ઉતારની કેટલીક દવાઓ પણ તેની પાસે છે, અને દશવીશ જાતના સાપ પણ તે પોતાની પાસે રાખે છે, અને તેના ખેલ આપણને કરી બતાવે છે. એ ખેલ પણ અજબ જેવા છે, અને એમાંથી પણ આપણને ઘણુંએ શિખવાનું મળી શકે તેમ છે.

## કાનજી મીસ્રી.

મ્હારો એક સુતાર દોસ્ત છે. તે પણ બહુ જબરો માણસ છે, કારણ કે તેણે ઘણી જાતના સંચાઓ બનાવેલા છે. જેમકે-વાવમાંથી સ્હેલાઇથી પાણી કહાડવાની ગરેડી, એવડો કોષ એટલે કે એક કોષ ખાલી થાય ને બીજો ભરાય તેવી જાતનો કોષ, ઘણું વધારે પાણી આપી શકે અને તેમ છતાં એક બળદથી ચાલી શકે તેવો રેંટ, બળદ

રેંટની માફક ગોળ ચક્કરમાં ફરે અને તેમ છતાં કોષ ચાલે તેવી જાતનો કોષ, ચોખા ખાંડવાનો સંચો અને કેળના રેસા કાઢવાનો સંચો વિગેરે ઘણી શોધો તેણે કરેલી છે, અને એ માટે એ પ્રદર્શનોમાં તેને ચાંદ તથા ઇનામ પણ મળેલાં છે, છતાં પણ હજુ તે બહુ ગરીબ માણસ છે; કારણ કે તેની શોધો હજુ પ્રેકટીકલ થઈ શકી નથી, અને એ શોધનાં યંત્રો બહાર પાડવા માટે કોઇ કંપની ઉભી થઇ નથી, એટલે હજી તેની બધી શોધો તેના ઘરમાંજ રહેલી છે. તેના ગામમાં બેચાર ઠેકાણે તેની શોધનો ઉપયોગ થાય છે, પણ હજી કાંઇ ઘણે ઠેકાણે તેનો ઉપયોગ થતો નથી. એમ થવાનાં બે કારણો છે. એક તો એ કે આપણા શ્રીમંતો આવી બાબતોમાં હજી બહુ મદદ કરતા નથી; અને બીજું એ કે તે માણસ પણ ખાસ એકજ વસ્તુ પાછળ લાગીને તેને સંપૂર્ણ બનાવતો નથી, પણ જ્યાં થોડોક નમુનો તૈયાર થયો, થોડોક ફાયદો દેખાણો અને કાંઇક કાંઇક કામ થવા લાગ્યું; એટલામાં તેને પડતું મૂકે છે, તેથી તે એવાને એવા રૂપમાં ત્યાંનું ત્યાંજ પડયું રહે છે; પણ જો તે તેને સુધારે, તેની ઉપરજ મચ્યો રહે, તેમાં પ્રસંગોપાત ફેરફાર કર્યા કરે, તેમાં નવી નવી યુક્તિયો અજમાવ્યા કરે, અને તેમાં જે જે જાતની ખામીઓ જણાય તે બીજા નમુનામાં ન આવવા દેય, તો આગળ જતાં તેના સંચા બહુ ઉપયોગી થઇ પડે, તેમાં કાંઇ શક નથી. પણ આપણા કોઈ લોકો કાંઇ પણ કરતા નથી તેના પ્રમાણમાં તે કાંઇક કરે છે, તેથી હું ઘણું કરૂં છું, એમ સમજીને પોતાના ન્હાનકડા કામમાં પણ તે પોતે ખુશી ખુશી થઇ જાય છે, અને જાણે મ્હારા સંચામાં બહુજ માલ છે, એમ સમજીને તેને સુધારવાનું કામ કરતો નથી, પણ વળી બીજા કોઇ નવી જાતના સંચાની શોધ પાછળ મંડે છે, તેથી તેના બધા નમુના અધૂરા રહી જાય છે. જો કે યુરોપ અમેરિકામાં આ જાતના જે જે સુંદર અને ઉપયોગી તથા કિંમતી

સંચાઓ મળે છે તેની આગળ મ્હારા મિત્ર કાનજી મીસ્ત્રીના સંચા કાંઈ પણ હિસાબમાં નથી. તેના સંચાએ સંચાઓ કરતાં તો ઘણાજ ઉતરતા પ્રકારના છે, છતાં પણ આપણા લોકો કાંઇ પણ કરતા નથી તેને બદલે કાનજી મીસ્ત્રી આટલું પણ કરે છે માટે તે ઉત્તેજનને પાત્ર છે.

## જો ઉંચે ચ્હડવું હોય તો બીજાઓને ઉંચે ચ્હડાવતાં શીખો.

શેઠજી ! તમને ખબર છે ? આવા હલકી જાતના ગણાતા લોકોને આપણે માન આપીએ તેથી તે બહુ રાજી થઈ જાય છે, અને આપણે તેઓને સારી જીભે બોલાવીએ અથવા કાંઈ થોડી ઘણી મદદ કરીએ તોપણ તે બહુ વધારે ઉત્સાહથી કામ કરે છે, માટે આવા ગરીબ તથા હલકા ગણાતા લોકોને પણ આપણા મિત્રો બનાવવા એ આપણી ખાસ ફરજ છે; કારણ કે એમ કરવાથી તેઓ જરા ઉંચે ચ્હડે છે, અને તેઓને ઉંચે ચ્હડતા જોઇને તથા તેમાં આપણી મદદ છે, એમ જાણીને આપણને પણ એક જાતનો માનસિક સંતોષ તથા આત્મિક આનંદ થાય છે; માટે જાત ભાત જોયા વિના હું તો આવા ગુણી માણસોની સાથે દોસ્તી રાખું છું, અને તમને પણ એજ ભલામણ કરૂં છું કે જો જરા ઉંચે ચ્હડવું હોય તો બીજાઓને ઉંચે ચ્હડાવતાં શીખો અને એમાં તેઓના મદદગાર થાઓ.

એ સાંભળીને કાકુશેઠે કહ્યું કે—તમારી વાત તો સાવ સાચી છે, પણ અમારામાં કુળના, જાતના અને શ્રીમંતાઇના, અભિમાનના એવા સંસ્કારો બેસી ગયા છે કે તમારા જેવું ખુલ્લું દિલ અમે રાખી શકતા નથી, અને હજામ, મોચી, કોળી તથા ઢેડને અમે અમારા મિત્ર તરીકે માની શકતા નથી; કારણ કે તેઓને મિત્ર માનવામાં અમને એક જાતની શરમ લાગે છે. જો કે તમારી આ બધી વાતો જાણ્યા પછી એવાઓની તરફ મ્હારી દિલસોજી થઈ છે, અને ઢેડ સિવાય

બીજા બધાઓને મળીને હું રાજી પણ થાઉં, તોપણ મ્હારે ખુલ્લા દિલે જણાવવું જોઇએ કે મોચી, હજામ, ભીલ કે મુસલમાનને મળતાં મનમાંથી જરાક અચકાઉં તો ખરો, છતાં પણ હવે મ્હારામાં એટલું બળ આવતું જાય છે કે તેમની સાથે વિવેકથી વર્તી શકું. પણ તમારી પેઠે તેમને મ્હારા મિત્ર તો નજ માની શકું. જૂના સંસ્કારોને લીધે આવું મ્હારામાં રહે છે, એ માટે મને માફ કરજો.

ત્યારે મ્હેં કહ્યું કે-જો એટલું સમજો અને ખુલ્લા દિલે એટલું કબૂલ કરો તોપણ ઘણું છે. એમ કહીને અમે છૂટા પડયા.

## ૪.

# એક નવી જાતનો પરોપકાર.

કાનપુરના વેપારીમંડળમાં રામપ્રસાદ શેઠ બહુ મ્હોટા માણસ ગણાતા હતા, કારણ કે તેઓની પાસે ઘણા પૈસા હતા, તે બહુ મિલનસાર સ્વભાવના હતા, અને તે દરેક જાહેર કામકાજમાં આગળ પડતો ભાગ લેતા હતા; એટલુંજ નહિ પણ વેપારમાં તે બહુ કુશળ હતા, અને તેના હાથમાં બેચાર મ્હોટાં કામો આવી ગયાં હતાં, તેથી ઘણા લોકોને તેની સલાહની તથા મદદની જરૂર પડતી હતી. આટલું બધું છતાં પાંચ વરસ અગાઉ કાનપુરમાં તેને કોઇ ઓળખતું પણ નહોતું; પણ પોતાની બાહોશીથી છેલ્લાં પાંચ વરસમાં તે બહુ આગળ વધી ગયા હતા.

આ રામપ્રસાદ શેઠ એક મીલની એજન્સી લેવા માટે મુંબઇ આવેલા હતા, અને પોતાના આડતીયા વૃન્દાવનદાસને ત્યાં તે ઉતરેલા હતા. એ વખતે તેણે વૃન્દાવનદાસને કહ્યું કે-મ્હારે ભભીશેઠને મળવું

છે, માટે તમે મ્હારી સાથે ચાલો તો આપણે તેમને મળી આવીએ. તેથી વૃન્દાવનદાસે ટેલીફોન કરી પૂછાવ્યું કે–ભભીશેઠ ઘરમાં છે કે નહિ? ત્યારે જવાબ મળ્યો કે–શેઠ ઘરમાં છે, અને હમણાં મળી શકશે. તેથી રામપ્રસાદ શેઠને તેડી વૃન્દાવનદાસ પરેલમાં ભભીશેઠને બંગલે ગયા. તેઓને જોઇને ભભીશેઠે વૃન્દાવનદાસને બહુ આવકાર આપ્યો, અને તેમની સાથે જે શેઠ આવ્યા હતા તેમને પણ માન આપ્યું. પછી વૃન્દાવનદાસે રામપ્રસાદ શેઠની ઓળખાણ કરાવતાં ભભીશેઠને કહ્યું કે–એ કાનપુરના બહુ મ્હોટા વેપારી છે, અને અમારી આડત તેમને ત્યાં છે. તેઓ બહુ લાયક ગૃહસ્થ છે, અને તે તમને મળવા આવેલા છે.

એ સાંભળીને ભભીશેઠે કહ્યું કે–ઓહો! રામપ્રસાદ શેઠ? બહુજ ખુશીની વાત. હું તેમને ઘણો વખત થયાં મળવા ઇચ્છતો હતો, કારણ કે અમારા વેવાઇ ગોકલદાસ શેઠની મીલનો માલ કાનપુરમાં તેમને ત્યાં વેચાય છે. તેથી મ્હારા વેવાઇ પ્રસંગોપાત તેમનાં બહુ વખાણ કર્યા કરે છે એટલે ત્રણ વરસ થયાં હું તેમનું નામ જાણું છું. એ પછી કાનપુરમાં શેરડીનો પાક બહુ સારો થાય છે. તે પાક એ જીલ્લામાં વધારવો અને તેમાંથી ખાંડનાં કારખાનાં ચલાવવાં એમ મારી મરજી છે, અને તે કામ શરૂ કરવા માટે અમે પાંચ સાત જણાએ વિચાર કીધો છે. તેમાં અમને રામપ્રસાદ શેઠની મદદની તથા સલાહની જરૂર હતી. તેથી તેમને મળવા ખાસ ચાહીને થોડા દિવસમાં હું કાનપુર જવાનો હતો તેને બદલે તેઓ પોતે અહીંજ આવી ચઢ્યા એ કરતાં વધારે આનંદની વાત બીજી કઇ? એમ કહીને ભભીશેઠે પોતાની બહુજ ખુશાલી બતાવી અને રામપ્રસાદ શેઠને માટે અતિશય માન બતાવવા લાગ્યા.

ત્યારે રામપ્રસાદ શેઠે કહ્યું કે–ભભી શેઠ! હું તો તમારા ચરણનો દાસ છું, અને તમે મ્હારી ઉપર જે અતિશય ઉપકાર કરેલો છે તેનો

ઉપકાર માનવા માટે હું અહીંઆ આવેલો છું. શેઠ સાહેબ! તમે મને જાણુતા નથી, પણ મ્હારી જીંદગી સુધારનાર તમે છો, અને તમારે લીધેજ આજે મ્હારી આવી સારી દશા છે. પણ જો અણીને વખતે તમારી મદદ મને મળી ન હોત તો હું ક્યારનો મરી ગયો હોત અથવા ભિખારી તરિકે કોણ જાણે ક્યાંનો ક્યાં એંઠા ટુકડા માગતો હોત.

એ સાંભળીને આશ્ચર્ય પામીને ભભી શેઠે કહ્યું કે—અરે સાહેબ! આમ તે શું બોલો છો! મેં તમારા ઉપર કયે દહાડે ઉપકાર કર્યો? નથી ધારતો કે મેં તમને કદીપણ જોયા હોય! આ બધી વાતનો ભેદ શું તે કાંઇ હું જાણુતો નથી. કદાચ તમારી કાંઇ ભૂલ થતી હશે અને મારે બદલે તમે કોઈ બીજા ગૃહસ્થ માટે કહેતા હશો, કારણ કે મ્હેં તમોને કાંઇ મદદ કરી હોય એવું મને યાદ નથી.

એ સાંભળીને રામપ્રસાદ શેઠે કહ્યું કે—ભભી શેઠ! તમારા ઉપકારથીજ હું નશીબદાર થઇ શક્યો છું. એમાં કંઇ ભૂલ નથી—એ તદન સાચી વાત છે. મ્હારી પાસે તમારૂં એક મ્હોટું લેણું છે તે ચૂકવવા માટે હું આજે અહીંઆ આવેલો છું.

એ સાંભળીને ભભીશેઠે કહ્યું કે—મ્હારૂં લેણું! એ બનેજ કેમ? તમારી પાસે એક પાઈ પણ માગતો હોઉં એમ મને યાદ નથી. આ તમે કહો છો શું?

એ સાંભળીને રામપ્રસાદ શેઠે કહ્યું કે—તમારા બેતાલીસ હજાર રૂપીઆ મ્હારી પાસે લેણા છે, અને તે આપવા માટે આવેલો છું. માટે મહેરબાની કરીને આ બેતાળીસ હજાર રૂપીઆનો ચેક સ્વીકારવાની કૃપા કરો. એમ કહીને બેતાળીસ હજાર રૂપીઆનો ચેક તેણે ભભી શેઠના હાથમાં મૂક્યો.

એ જોઇને ભભી શેઠ તો અજાયબજ થઈ ગયા, અને તેમને એમ લાગ્યું કે આ તે છે શું? આ વાતમાં કાંઇપણ ભેદ છે. તેથી તેણે

કહ્યું કે રામપ્રસાદ શેઠ! જ્યાં સુધી આ બાબતનો ખરો ખુલાસો હું જાણું નહિ ત્યાં સુધી એક પાઇ પણ હું કબુલ રાખી શકું તેમ નથી.

એ સાંભળીને રામપ્રસાદ શેઠે કહ્યું કે–આનો ખુલાસો બહુ સહેલો છે. અને તે એજ કે સંવત્ ૧૯૫૬ ની સાલમાં જ્યારે તમારા પિતાજી રામદાસ શેઠ સ્વર્ગવાસી થયા, અને તેને અગ્નિદાહ દેવા માટે વાલકેશ્વરના સ્મશાનમાં લઈ આવ્યા ત્યારે હું ત્યાં સ્મશાન પાસે ભૂખ્યો પડેલો હતો, અને રસ્તે નીકળતા માણસો પાસેથી પાઈ પાઈ ભીખ માગતો હતો. એ વખતે તમારા પિતાજીના શબ ઉપર જુદા જુદા ગૃહસ્થો તરફથી શાલ તથા શેલાં ઓઢાડવામાં આવેલાં હતાં તે બધાંને બાળી નાંખવાં ન જોઇએ પણ તે કોઇ ગરીબોને આપવાં જોઇએ એમ એક વિદ્વાન્ ગૃહસ્થે વાત કાઢી, અને ઘણા લોકો તેને ટેકો આપવા લાગ્યા, તથા ઘણા લોકો તેની વિરૂદ્ધ થવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે ખાપણ કોઇને અપાય નહિ. એતો એના નિમિત્તનું થયું માટે બાળીજ દેવું જોઇએ. ત્યારે એક બીજા જણે કહ્યું કે, બાળી દેવું એમ કંઈ નિયમ નથી, પણ ખાપણનું દાન કોઈ લેય નહિ. ત્યારે ત્રીજાએ કહ્યું કે અરે! જો આપીએ તો ઘણા જણા લેય. શા માટે ન લેય? એ સાંભળીને એક જણે કહ્યું કે અહીં કોણ મળે તે આપીએ? અને અહીંથી ઉપાડી ઘેર પાછું લઈ જવાય નહિ. ત્યારે એક જણે કહ્યું કે જો આપવું હોય તો લેનાર તો અહીં પણ ઘણા મળી આવે. એ સાંભળીને એક બુઢ્ઢા શેઠે કહ્યું કે જો કોઇ ગરીબ માણસ અહીં મળે તો તેને આ શાલ આપી દઇએ. કારણ કે તે બાળી દેવાથી મરનારને જેટલો સંતોષ થાય તે કરતાં તેનું દાન આપવાથી મરનારને વધારે પુણ્ય થશે. એ સાંભળીને હું ત્યાં ઉભો હતો ને સૌની પાસે માગતો હતો તેથી તમે મને બોલાવીને સવાસો રૂપીઆની કિંમતની મજેની એક મ્હોટી, શાલ મને આપી. તે લઇને હું ચાલ્યો,

પણ મ્હને ભય લાગ્યો કે કોઈ લોકો અથવા પોલીસ મ્હારા ઉપર ચોરીનું આળ ચઢાવશે, અને કહેશે કે ત્હારા જેવા ભિખારી પાસે આવી ઉંચી જાતની શાલ ક્યાંથી ? તેથી મેં તે સ્મશાનમાં રહેતા પટાવાળાને તે શાલ બતાવી અને કહ્યું કે, આ શેઠે મને શાલ આપી છે તેનો તું સાક્ષી રહેજે. એ વેચી દેવામાં તું મને મદદ કરીશ તો હું તને તેમાં બે રૂપીઆ આપીશ.

શેઠજી હું જાતે સરવરીઓ બ્રાહ્મણ છું. અને ખેતીનો મ્હારો ધંધો હતો; પણ ઉપરા ઉપર નબળાં વરસ આવવાથી અને કુટુંબમાં મરકીને લીધે ઉપરા ઉપર મરણ થવાથી, તથા નાત–જાતના રીવાજોને લીધે લાજ–આબરૂ પ્રમાણે નાતવરા કર્યા વિના ચાલે તેમ નહિ હોવાથી કરજ કરીને બધાં ખરચો કર્યા; અને અંતે સરકારમાં જમીનનો કર ભરી શક્યો નહિ તેથી જમીન મ્હારા કબજામાંથી ગઈ. અને દેશમાં પણ દુકાળ હતો તેથી હું જેમ તેમ કરીને મુંબઈ ભાગી આવ્યો, પણ મુંબઈમાં ગરીબ અજાણ્યા અને ઓળખાણ વિનાના માણસનો કંઈ ઘડીકમાં પત્તો લાગતો નથી; તેમ મને પણ કંઈ સગવડ મળી નહિ કે નોકરી–ચાકરી મળી નહિ તેથી હું ભૂખે મરતો હતો. અંતે લાચાર થઈને ભીખ માગતો હતો અને વાલકેશ્વરમાં સદાવ્રત છે ત્યાં કોઈ વખત ખાઈ લેતો હતો, અને મશાણ પાસે બાવાનો અખાડો છે ત્યાં પડયો રહેતો હતો. એવી અધમ સ્થિતિમાં મેં થોડા દિવસ કાઢયા એટલામાં તમારી તરફથી સવાસો રૂપીઆની કિંમતની શાલ મળી ગઈ. તે સ્મશાનના રામોશીને સાથે રાખી વેચતાં તેના બેતાલીસ રૂપીઆ ઉપજ્યા.

આ બેતાલીશ રૂપીઆમાંથી બે રૂપીઆ તે રામોશીને આપ્યા, અને ચાલીશ રૂપીઆ મેં રાખ્યા. એ પછી તે ચાલીશ રૂપીઆની મૂડીમાંથી મેં ધંધો શરૂ કર્યો. પ્રથમ હું મીઠાઈની ફેરી કરવા લાગ્યો, અને ગોદીમાં

મજુર પાસે જઇ મીઠાઇ વેચવા લાગ્યો. તે માટે દરરોજ પાંચ રૂપીઆની મીઠાઇ મમાદેવીના મીઠાઇવાળાઓ પાસેથી લઇ એક ખૂમચામાં ભરી ત્યાં જતો. તેમાં મને દરરોજ બે રૂપીઆ મળતા હતા. એ પ્રમાણે બે મહિના ચાલ્યું તે પછી ગોદીની પાસે એક નાનકડી દુકાન દશ રૂપીઆના ભાડાથી મળી ગઈ, એટલે મેં તે દુકાન લઇ લીધી. અને ત્યાં મીઠાઇની દુકાન કાઢી. તેમાં ઠીક વકરો થવા લાગ્યો અને ખરચ કાઢતાં મહીને સો સવાસો રૂપીઆ મળવા લાગ્યા. એવી રીતે ચાર મહીના ચાલતાં મારી પાસે પાંચસો રૂપીઆ થયા. એટલે મેં ઘરના ખટારા રાખ્યા અને તે ખટારા ભાડે ફેરવવા લાગ્યો, તેમાં દરેક ખટારા દીઠ દરરોજ મને બે રૂપીઆ મળતા. તેથી પાંચ ખટરાના મને મહીને દહાડે બસો અઢીસો રૂપીઆ ચોખ્ખો નફો થવા લાગ્યો. અને દુકાન પણ ચાલ્યા કરતી હતી. એમ એક વરસ થતાં મારી પાસે કેટલાક પૈસા થઇ ગયા, તેમાંથી મેં ભેંસો ખરીદી. તેનું દૂધ વેચવાનું કામ શરૂ કર્યું. અને તેમાં પણ મને બહુ સારો નફો થવા લાગ્યો. આવી રીતે હું ધીરે ધીરે કામ વધારતો ગયો. અને ઇશ્વિરકૃપાથી મને સારી સગવડો મળતી ગઈ. તેથી ત્રણ વરસમાં મારી પાસે દશહજાર રૂપીઆની મૂડી થઇ ગઈ. એ પછી એ બધું કામ મારા એક વિશ્વાસુ સગાને સોંપી, મેં મારા દેશમાં કાનપુરમાં કાપડની દુકાન આજથી પાંચ વરસ ઉપર શરૂ કરી. કારણ કે હું કાનપુરની પાસેના ગામડામાં રહેતો હતો, એટલે ત્યાંનાં હવાપાણી મને અનુકૂળ હતાં અને મારી સ્થિતિનો લાભ મારા દેશને આપવો એમ મારી ઇચ્છા હતી. તેથી મેં કાનપુરમાં દુકાન રાખવાનું પસંદ કર્યું. ત્યાં મારી દુકાન બહુ સારી રીતે ચાલવા લાગી, કારણ કે હું પ્રમાણિકપણે કામ કરતો હતો તેથી મારા આડતીઆઓ વધવા લાગ્યા, અને મને બહુ કામ મળવા લાગ્યું. એ પછી બીજેજ વરસે કાપડના ભાવ એકદમ બહુ વધી ગયા તેથી મને બહુ મોટો નફો મળી

ગયો. તેથી બે મીલોની એજન્સી મને મળી ગઇ. એ પછી કાનપુરમાં સ્વદેશી ખાંડ બનાવવાનાં કારખાનાં ખોલવા સારૂ મેં ધ્યાન આપ્યું અને તેમાં પણ મને બહુ મોટો લાભ થયો. કારણ કે સ્વદેશી ખાંડની માગણી બહુ છે, અને તેના પ્રમાણમાં તેની પેદાશ થતી નથી, તેથી તેના ભાવ બહુ ઉંચા રહે છે, એટલે તેમાં પણ બહુ નફો રહે છે. આવી રીતે વધતાં વધતાં હાલમાં ઇશ્વરકૃપાથી મારીપાસે પાંચ લાખ રૂપીઆની મૂડી થયેલી છે. માટે હવે હું આપના બેતાલીશ રૂપીઆ પાછા આપવા ઇચ્છું છું. પણ એ બેતાલીશ રૂપીઆમાંથીજ મેં આ બધું મેળવેલું છે, માટે એ બેતાલીશ રૂપીઆને બદલે હું બેતાલીશ હજાર રૂપીઆ આપને આપવા ઇચ્છું છું. હું જાણું છુ કે તમે લેશો નહીં પણ મારી વિનંતી એટલીજ છે કે, જો એ રૂપીઆ આપની મારફત કોઇ ધર્માદાના કામમાં ખરચાશે તો મને બહુ સંતોષ થશે. કારણકે આપને ત્યાં કંઈ ખોટ નથી; કે તમે મારા રૂપીઆ લ્યો, પણ મને મારા મનના સંતોષને ખાતર આમ કરવાની ઇચ્છા થાય છે. માટે આ બેતાલીશ હજાર રૂપીઆનો ચેક કબુલ રાખી, સેવકને આભારી કરશોજી.

એ સાંભળીને ભલી શેઠે કહ્યું કે–ઠીક છે. એ બાબત ઉપર આપણે નિરાંતે વિચાર કરશું. પણ મહેરબાની કરીને મને કહો કે, તમને કયો પરમાર્થ વધારે ગમે છે?

એ સાંભળીને રામપ્રસાદ શેઠે કહ્યું કે–મારો ઉદ્ધાર તો ખાપણના દાનમાંથી થયો છે. માટે ઉંચી કિંમતનાં ખાપણો કે જેની સંખ્યા દર-સાલ લાખોની થાય છે, અને તે વિના કારણ બાળી દેવામાં આવે છે, તેને બદલે એ ખાપણોનું દાન જો ગરીબ લોકોને મળે, તો એમાંથી અનેક નિરાધાર ગરીબોને પહેરવા ઓઢવા માટે કપડાં મળી શકે અને ઘણાએ સમજુ માણસો મુડદાં ઉપર ઓઢાડેલું ખાપણનું કપડું બાળી

દેવાને બદલે ગરીબોને આપવા રાજી થાય. માટે મેં તો ત્રીશ ત્રીશ રૂપીઆના પગારથી હાલમાં જે માણસો જુદા જુદા શહેરના સ્મશાનોમાં રાખેલા છે, તેઓ ત્યાં જતા ડાઘુઓને, તથા મરનારના સગા વહાલાને ઉપદેશ કરે છે કે, આ ખાપણનાં કપડાંને બાળી દેશો, એમાં તમને શું ફાયદો થશે? પણ જો તમે એ કપડું ધર્મમાં વાપરવા માટે આપી દેઓ, તો અમે તેને જંતુનાશક દવાઓથી શુદ્ધ કરી, તેમાંથી માબાપ વિનાનાં ગરીબ છોકરાંઓ માટે કપડાં બનાવીયે, અને જે લોકો ટાઢથી કપડાં વિના મરી જાય છે, તેઓને તમારાં આપેલાં કપડાંઓ પૂરાં પાડીએ; એથી મરનારના આત્માને સંતોષ થાય, અને તમારો પણ પુન્યમાં ભાગ રહે. માટે મુડદાં ઉપર ઓઢાડેલાં કપડાંને બાળી દેવાને બદલે તે કપડું ગરીબોને તે મદદ કરનારી મંડળીને આપી દેવાની કૃપા કરો. આ પ્રમાણે એ માણસો સ્મશાનમાં શબની સાથે જનારા લોકોને સમજાવે છે, ને અરજ કરે છે, તેથી દશમાંથી બે ખાપણ હાલમાં એ મંડળીને મળે છે. અને તે પ્રમાણે મોટાં શહેરોમાં દરરોજ ઘણાં મરણો થાય, તેથી તેમાંથી જથાબંધ કપડાંઓ એ મંડળીને મળે છે. અને તેનો બહુ સારો ઉપયોગ થાય છે. એ ખાપણમાંથી જે બહુ કીમતી કપડાં મળ્યાં હોય, તે વેચી નાંખવામાં આવે છે. અને તેને બદલે ગરીબોને ઉપયોગી થાય તેવાં સાદાંને ટકાઉ સ્વદેશી કપડાં લેવામાં આવે છે. એથી ઘણા ગરીબોને મદદ કરી શકાય છે. શેઠજી! હાલમાં માત્ર મારાં ચારજ માણસો એ ખાતાનું કામકાજ કરે છે. પણ એ ક્રમ આખા હિંદુસ્તાનનાં દરેક શહેરમાં અને દરેક ગામોમાં ચાલતું થાય એમ મારી ઇચ્છા છે. કારણ કે એમાંથી વગર પૈસે બહુ મોટો પરમાર્થ થઇ શકે તેમ છે. અને જે કપડાં વિનાકારણ બાળી દેવામાં આવે છે, તેજ કપડાંથી અનેક નાગાં દુઃખી માણસોનાં શરીર ઢાંકી શકાય તેમ છે. માટે મને તો એ પરમાર્થ બહુ ગમે છે, અને અહીં

તમારા જેવા સદ્‌ગૃહસ્થો પણ એવી જાતના પરમાર્થની શરૂઆત કરે તો સારૂં, એમ હું ઇચ્છું છું.

એ સાંભળીને ભલી શેઠે કહ્યું કે, તમે જે બેતાલીશ હજાર રૂપીઆ ધર્મમાં ખરચવા માટે મને આપવા ઇચ્છો છો, તેમાં આઠ હજાર રૂપીઆ હું મારી તરફથી ભેટ આપું છું. એટલે કુલ પચાસ હજાર રૂપીઆ થયા. તે પૈસા આવી જાતના કામોમાં ખરચાય એ મારી ઇચ્છા છે. એ સિવાય બીજા પણ પચાસેક હજાર રૂપીઆ હું મારા મિત્રોમાંથી એ કામને માટે કરાવી આપીશ. પણ એ કામ કેમ કરવું તેનો મને કાંઈ અનુભવ નથી, અને તમને એ બાબતનો સારી રીતે અનુભવ છે, માટે તમે એ ખાતાના પ્રમુખ થાઓ અને આપણે એક મંડળી સ્થાપન કરીએ અને સારા લાગણીવાળા વિદ્વાન્ ઉપદેશકો રાખીએ. તથા એ જાતના લેખો છપાવી લોકોમાં મફત વેંચીએ. એટલે થોડા વખતમાં આખા દેશનું લક્ષ ખેંચાશે અને બહુજ મૂર્ખ માણસો સિવાય, કોઇ પણ સારા માણસો મુડદાંને ઓઢાડેલાં ઉંચી જાતનાં કપડાંઓને બાળી દેવાનું પસંદ કરશે નહીં, પણ એ કપડાં પરમાર્થ કરનારી મંડળીને આપી દેવાથીજ રાજી થશે. માટે એ કામમાં તમે પ્રેસીડંટ થાઓ, અને આપણે તે ખાતું શરૂ કરીએ. તમે ગરીબો માટે આટલી બધી કાળજી રાખો છો, અને અતિશય બહોળું પરમાર્થનું કામ શોધી કાઢ્યું છે, તે માટે હું તમને મારા અંતઃકરણથી મુબારકબાદી આપું છું અને તમારા જેવા ભલા ગૃહસ્થની ઓળખાણ થવા માટે, હું મને આજે બહુ ભાગ્યશાળી સમજું છું.

એ પછી પાનસોપારી લઈ રામપ્રસાદ શેઠ વિદાય થયા અને થોડા વખતમાં ભલી શેઠની મદદથી તેઓએ તે ખાતાની એક મંડળી સ્થાપી અને તેમાંથી હવે પરમાર્થનું ઘણું કામ થાય છે. માટે આ બાબત ઉપર ધ્યાન આપવાની હું સૌ ભાઇઓને વિનંતિ કરૂં છું. અને

વિના કારણ જે ઉંચી જાતનાં કપડાંઓ બાળી દેવામાં આવે છે, તેનો કાંઇ પણ સદુપયોગ થાય તો સારૂં એમ ઇચ્છું છું. અને આવી જાતના સહેલા સહેલા પરમાર્થ કરવાનું સૌને સૂઝે તથા એવું બળ આપણા હૃદયમાં આવે, એમ હું પરમાત્માની પ્રાર્થના કરૂં છું. જય સચ્ચિદાનંદ!

# શ્રાવણ માસનો જુગાર અને અમીનાનો પશ્ચાત્તાપ.

ગોમી, તું સાવ એવી તે કેમ થઇ ગઇ? રમત તો જાણે સાવ ભૂલીજ ગઈ? હવે તો શ્રાવણમાસના મુદ્દલ ચાર દહાડા બાકી રહ્યા છે; મરકીબાઇ ચાલે છે તેમાં કોને ખબર છે કે આવતો શ્રાવણમાસ જોશું? માટે આજ રાધાને ઘેર ચાલતો થોડી હારજીત કરી આવીએ. ગોમીએ કહ્યું:– આપણે બાળક હતાં ત્યાં સુધી રમી લીધું તે બસ છે; હવે તો આપણે કાંઇક સમજવું જોઈએ, આપણે ભણ્યાં ગણ્યાં તેનું ફળ શું? જુગાર રમવું એજ કે? જુગટું બહુ ખરાબ છે, એમ જાણ્યા છતાં પણ તે રમ્યા કરીએ એ તો દીવો લઇને કૂવામાં પડવા જેવું છે.

આ સાંભળી મટુબાઇએ કહ્યું:—ઓહો તું તો મોટી પંડિતાબાઈ થઇ ગઇ! જરા પાનાં રમીએ તેમાં જુગટું શેનું? આપણે ક્યાં હજાર બેહજાર રૂપીયાના દાવ મૂકવા છે? આપણે તો દશવીશ રૂપિયા જીતીએ. ચાલ ચાલ મ્હારા સમ, ત્હારી પાસે રૂપિયા ન હોય તો હું આપીશ. પારવતી, મોંઘી, મણિ બધાં આવવાનાં છે, તો બે ઘડી મજા પડશે.

ગોમીએ કહ્યું:–સાપના બચ્ચાંને નાનું સમજવું નહિ. રમતનો ચડશ એ સાપનાં બચ્ચાં જેવો છે. નાની રમતમાંથી પણ કેવી મોટી

ખરાબી થાય છે, તે માટેની વૈદ્યસ્વામીની વાત સાંભળ્યા પછી મ્હેં તો જુગારને નામે પાણી મૂક્યું છે, અને જો તું પણ એ વાત સાંભળે તો પછી એ રમતનું પાણી મૂક્યા વિના રહે નહિ.

નવીન વાતો સાંભળવાનો સ્ત્રીઓમાં જે કુદરતી સ્વભાવ છે, તેને અનુસરી મહુબાઇ બોલી ઉઠી કેઃ—એવી તે શું વાત છે? કહે તો ખરી.

ત્યારે ગોમીએ કહ્યુંઃ—મોટી ધોળી દાઢીવાળા ગોરા ને જાડા સ્વામી મારે ત્યાં કોઈ કોઈ વખત ભિક્ષા લેવા આવે છે તેમને તેં જોયા છે કે?

મહુ—હા. એ તો બહુ ભલા સાધુ છે. મ્હારો ભાઇ કહેતો હતો કે એ દવા બહુ સારી જાણે છે, ને ગરીબોને ઘેરેઘેર જઇને મફત દવા આપે છે. મ્હારે પણ એક દિવસ એમને જમવાનું કહેવું છે. એમનું નામ શું?

ગોમતી—એમનું નામ તો કાંઇ બીજું છે, પણ લોકો તેમને વૈદ્યસ્વામી કહે છે. એ જમાનાને અનુસરતો સાધુ છે, તેથી ઘણા લોકો તેને ઓળખે છે. તે પોતાના અનુભવની ઘણી વાર્તાઓ બહુ અસરકારક રીતે કહે છે. એક વખત તે અમારે ત્યાં ભિક્ષા માટે આવેલા ત્યારે ઉદાસ જેવા દેખાતા હતા, તેથી મ્હેં પૂછ્યું કે—મહારાજ આજે આમ કેમ છો? ત્યારે તેણે કહ્યું કે—બાઇ, મ્હેં આજે એક દુખીયારી ડોશીને જોઈને તેની હકીકત સાંભળી તેથી મને દિલગીરી લાગી છે, પ્રભુ! ક્ષમા કર, ક્ષમા કર. જરાક જેટલી ભૂલથી માણસો કેટલાં બધાં ખરાબ થઈ જાય છે! એમ કહી જમણે અંગુઠો મૂકી બાકીની આંગલી તથા હથેલીથી પોતાની આંખો ઢાંકી નિસાસો મૂક્યો.

મેં કહ્યુંઃ—મહારાજ, કાંઇ અડચણ ન હોય તો એ વાત મને કહો.

મહારાજે કહ્યુંઃ—બાઇ! એ વાત જણાવવાથી તો લોકોને ફાયદો થશે. આજે સવારે હું નળબજારની પાસેની ગલીઓમાં બીમાર

ભિખારીઓને દવા આપવા માટે ફરતો હતો, ત્યાં એક મૂતરડી પાસે પડેલી એક બુઢ્ઢી મુસલમાન સ્ત્રીને જોઈ. એ સ્ત્રીનું નાક કપાએલું હતું, તેનો ચહેરો બહુંજ દયા ખાવા જોગ હતો ને તે પૂરેપૂરી દુઃખીયારી હોય તેવી દેખાતી હતી. તેના અંગ ઉપર પૂરાં કપડાં પણ નહોતાં, સત્તર ગાબડાં ને સાડાત્રણ શેર ધૂળવાળી ગંધાતી ગોદડી તેણે ઓઢી હતી અને તેને ટાઢ ચઢી હતી તેથી ગોદડી સમેત ધ્રૂજતી હતી. તેનું નામ અમીના હતું. તેની પાસે જઈ મ્હેં તેની તબિયતના ખબર પૂછ્યા, ને તેની નાંડ જોઈ. તેને સખ્ત તાવ ચડેલો હતો, તેણે પાણી પીવા માંગ્યું તેથી તેની પાસેના ફૂટેલા ટીનના ડબામાં પાસેના નળ ઉપરથી મ્હેં તેને પાણી લાવી આપ્યું; ને બે મીઠાં બીસ્કીટ લાવી આપ્યાં, તેથી તેના જીવને જરા નિરાંત થઇ ને મ્હારા ઉપર તેનો વિશ્વાસ બેઠો. પછી તાવની ઝુમમાં તે પોતાની ખરી હકીકત મને કહેવા લાગી.

પ્રથમ તે મ્હારી પાસે ખૂબ રોઇ પડી. પછી તેણે કહ્યું કે–હું અહિં મૂતરડી પાસે પડી રહું છું, ત્યાંથી પણ સિપાઈ મને ઉઠાડી મૂકે છે, ને આખો દિવસ એઠું જુઠું માગતાં છતાં પણ પૂરૂં ખાવાનું મળતું નથી. મ્હારો વર મ્હોટો શરાફ છે. તેની પાસે લાખો રૂપિયા છે. મ્હારો ભાઇ પણ બહુ સુખી છે તે સૂતરનો દલાલ છે. ખુદા! ખુદા! કરણીનાં ફળ! જેવું વાવીએ તેવું લણીએ!

હું તો વિચારમાંજ પડયો કે આ શું બોલે છે? દિવાની છે કે તાવને લીધે બકે છે મને કાંઈ સમજ પડી નહિ, તેથી મેં કહ્યું કે–બાઈ ચૂપ રહે, બકબકારો ન કર. માથે ઓઢીને સુઇ જા. થોડીવારમાં તાવ ઉતરી જશે. હું તને કાલે પાછો દવા આપવા આવીશ. એમ દિલાસો દઇ હું ઉઠવા લાગ્યો એટલે તેણે મારી કફનીનો છેડો પકડી રાખ્યો ને કહેવા લાગી કે હું તાવના જોરમાં નથી બોલતી. થોડીવારમાં તો હું મરી જઈશ, માટે મહારાજ મારી વાત સાંભળી લો. મને પણ

લાગ્યું કે એ વધુ વખત જીવે તેમ નથી, તેથી તેના દુઃખી ચહેરા સામું જોતો અને તેની ઉશ્કેરાએલી લાગણી તપાસતો થોડી આનાકાની સાથે હું તેની પાસે બેઠો. પછી તે કહેવા લાગીઃ—

મહારાજ, અમદાવાદ પાસેના ગામમાં એક કુલીન હિંદુ ગૃહસ્થને ઘેર મારો જન્મ થયો હતો. મારૂં નામ દીવાળી હતું, પણ હાલતો હું હોળીના રૂપમાં ફરવાઇ ગઈ છું! મ્હારાં માવીતરનું કુટુંબ બહુ સુખી હતું. હું પરણીને સાસરે ગઇ, મ્હારાં સાસરાં પણ ત્યાં પાસેના એક નાનકડા શહેરમાં હતાં, ને તે પણ જાણીતા આબરૂદાર ખાનદાન કુટુંબમાં હતાં. મ્હારા વર સાથે મને બહુ સારૂ હતું. પણ તે બહુ લોભી હતો. ને હું જરા ખુલ્લા દિલની હતી, એટલે તે મને પૈસા આપતો નહિ ને મ્હારી પાસે પૈસા રહેતા નહિ, તેથી કોઇ કોઇ વખત અમે સ્હેજ સ્હાજ આપસ આપસમાં લડી પડતાં હતાં. પણ એ લડાઈ લાંબો વખત ચાલતી નહિ. એ પછી એક વખત શ્રાવણ માસ આવ્યો. હું મ્હારી બ્હેનપણીઓ સાથે જુગાર રમવા લાગી. રમતમાં તેર રૂપિયા હારી ગઇ. મ્હારી પાસે એક દોકડો પણ હતો નહિ, તેથી એ પૈસા મેં મ્હારી એક બ્હેનપણી પાસેથી લીધા હતા. મુંબાઇની આજકાલની શેઠાણીઓને એ તેર રૂપિયા કાંઈ વિસાતમાં લાગશે નહિ, પણ એ તેર રૂપિયા સારૂ મ્હારૂં તો સત્યાનાશ વળી ગયું છે, અને હું તો દુનિયા ત્યાગી ગઇ છું! લહેરૂ નામે મ્હારાં માવીતરનો ઓળખીતો અમારા ગામમાં રહેતો હતો; તેની પાસેથી તેર રૂપિયા લઇ મ્હેં તે રૂપીઆ મ્હારી બ્હેનપણીને તેની ઉતાવળને લીધે આપી દીધા. લહેરૂને મ્હેં કહ્યું હતું કે હું પીયર જઇશ ત્યારે મ્હારીમા પાસેથી રૂપિયા લઈ તને આપી દઇશ. તેણે એ કબૂલ કર્યું હતું; પણ પાછળથી તેની દાનત બગડી, તેથી તે જ્યાં ત્યાં મને મળવા લાગ્યો, અને કહેતો કે હું બહુ તંગીમાં આવી ગયો છું, માટે ગમે તેમ કરીને મને પૈસા આપ. મ્હારી પાસે એ વખતે બીજો કાંઈ પણ રસ્તો નહોતો.

જો મ્હારા મખીચૂસ વર પાસે રૂપિયા માગું ને તે જાણે કે હું જુગારમાં હારી છું તો મ્હારા બાર વગાડયા વિના રહે નહિ. તેમજ એ વખતે મ્હારામાં કાંઈ લાંબી પહોંચ કે ઝાઝી અકલ નહોતી. એ વખતે મ્હારી ઉમ્મર અઢાર વરસની હતી. ઉગતી જુવાનીના જોસમાં ઉછળતાં લોહીથી લોકોની નજરમાં ખૂંચે તેવી જાડી પાડી થઇ ગઇ હતી, પણ દુનિયાદારીમાં કેવી સંભાળથી ચાલવું જોઈએ, તે મને ખબર નહોતી. પાપી લ્હેરૂ મને મળવાની તક વધારે વધારે લેતો ગયો. હું તેની બાજી પ્રથમથી સમજી શકી નહિ ને અંતે તેની જાળમાં ફસાઈ ગઈ. હાય! હાય! ખુદા મને માફ કરો! મ્હેં મ્હારી જીંદગીનું તત્ત્વ ખોઈ નાંખ્યું. મ્હેં પવિત્રતાને ઢોળી નાંખી. મ્હેં માણસાઇને લાત મારી. મ્હેં મ્હારા પતિવ્રતને વેચ્યું! હું લ્હેરૂની બાજીમાં સપડાણી ને આસ્તે આસ્તે તેના પ્યારમાં પડી. અમારા ગામમાં વાતો થવા લાગી. મ્હારાં સાસરીયાંને કાને પણ એ વાત પહોંચી. ઘરમાં ટંકાસ શરૂ થયો. મ્હારી ઉપર સખ્તાઈ થવા લાગી. લ્હેરૂએ મને સલાહ આપી કે આપણે ભાગી જવું! હું તો ઘરથી કંટાળી ગઈ હતી અને પાપી લ્હેરૂ ઉપર દિવાની બની ગઈ હતી, એટલે મ્હેં તેની એ વાત માની. ઘરમાંથી મ્હારા દાગીના લઇ લાગ જોઈ હું લ્હેરૂ સાથે નીકળી ગઇ. ત્યાંથી મુંબઇ આવી અમે કામાટીપુરાની એક ગલીમાં ઉતર્યાં. ત્રણ ચાર મહિના સરખું ચાલ્યું; તે પછી લ્હેરૂ આંટરોડમાં ટેબલ ઉપર જુગાર રમવા જવા લાગ્યો ને તેમાં હારવા લાગ્યો, તેથી મ્હારી પાસે આવી મને મીઠી મીઠી વાતો કહી સમજાવીને ધીરે ધીરે મ્હારા દાગીના લઈ જવા લાગ્યો. તે મને કહેતો કે હું અફીણનો ફરક લગાવું છું, એક રૂપિયાના બસો રૂપિયા મળશે, દશ રૂપિયા મૂકશું એટલે બે હજાર રૂપિયા આવી પડશે! મુંબઇમાં કમાવું એમાં તે શું મ્હોટી વાત છે? એમ ગપાટા મારી મને અઢીયાં ઉડાં ભણાવી મ્હારી પાસેથી દાગીના લઇ જતો.

મ્હારા સાતસો રૂપિયાના દાગીના તેણે બે માસમાં ફૂંકી દીધા. એ પછી તે કાંઈ મ્હોટા ગુનાહમાં બીજાઓની સાથે સપડાઈ ગયો ને તેમાં તેને દશ વરસની સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા થઈ. એ પછી તે મને પાછો મળ્યો નથી. મ્હારા દાગીના ગયા પછી હું રખડતી થઇ ગઇ, હું સારા ઘરની છોકરી, એટલે બિલકુલ નકામી. મને કાંઇ કામ કરતાં કે નોકરી કરતાં આવડે નહિ. હુ બહુ મુસ્કેલીમાં હતી, એ વખતે મને એક કુટણી રાંડ મળી ગઈ. તે મને દિલાસો આપી પોતાની સાથે લેઇ ગઇ. ત્યાં પણ હું ફસાઇ પડી. એ રાંડ વેસ્યા હતી, તેથી મ્હારી પાસે પણ એ ધંધો કરાવવા માગતી હતી. મ્હેં પ્રથમ બહુ હઠ કરી, પણ તેને ત્યાં લુચ્ચા માણસો ખાસ રાખેલા હતા તેણે મને બહુ દમ ભરાવ્યો, ને ફરજીયાત કેદી તરીકે મને ત્યાં પૂરી રાખી. એ વખતે મને પૂરૂં ખાવાનું પણ આપે નહિ. એ દુઃખનું હું વર્ણન કરી શકતી નથી. અંતે તે રાંડે મને ડામ દીધા, ને બહુ હેરાન કરી. હુ એ દુઃખથી કાયર થઇ ગઇ ને ત્યાં આવતી બીજી રાંડોની સોબતથી અંતે હું પણ બગડી. મ્હેં પણ વેસ્યાની જીંદગી કબૂલ કરી!! મહારાજ! વેસ્યાની જીંદગી કેટલી બધી ખરાબ છે, એ તમે કેમ સમજી શકશો? આચાર વિચાર કે ખાવા પીવાનું એમાં કાંઇ ભાન રહ્યું નહિ. એ પછી કરીમ લંગડો નામે મુસલમાન મ્હારે ત્યાં આવતો; તેની સાથે મને દોસ્તી થઈ. મને જે રાંડે દુઃખ દીધું હતું તેને હેરાન કરવા માટે મ્હેં કરીમ લંગડાની મદદ માગી. તેણે કહ્યું કે મ્હારે ઘેરે આવીને રહે તો પછી એનો ઉપાય કરીશું. મ્હેં એ વાત કબૂલ કરી. હું કરીમ સાથે ગઈ. દીવાળી મટીને અમીના થઇ! હું કરીમ સાથે ગઇ પણ તેને પકડીને બેસી રહી શકી નહિ. મ્હેં વેસ્યાની જીંદગી ગાળેલી એટલે હું બહુ ચંચળ હતી. મ્હારે માટે કરીમને કાંઈ વહેમ પડયો. તેથી તેણે બુઠ્ઠી છરી વડે બહુ ક્રૂરતાથી મ્હારૂં નાક કાપી નાંખ્યું, ને મુંબઇ છોડી તે ભાગી ગયો, એ પછી

હું લાચારને નિરાધાર થઈ પડી. મ્હારી જુવાની ચાલી ગઇ હતી, મને ત્રીશ વરસ થઇ ગયાં હતાં. એ પછી ત્યારથી હું ભીખ માગીને મ્હારો ગુજારો કરૂં છું. આજે મ્હારી ઉમર છત્રીશ વરસની છે પણ છત્રીશ વરસ કરતાં વધારે બુઢ્ઢી લાગું છું, તેનું કારણ હ્દયનો જખમ છે, તેનું કારણ પશ્ચાત્તાપ છે. મારા ઘરની અહીં મોટી પેઢી છે, ને મ્હારો ભાઈ પણ સુખી છે, પણ હું તેમને મળીને શું કરૂં? મ્હારૂં કલંકિત મોઢું તેમને હું કેવી રીતે બતાવું? નકટી બુઢ્ઢી આ અમીનાને તેઓ કેવી રીતે ઓળખી શકે? અને કદી ઓળખે તો તેઓના દિલને કેવો કારી ઘા લાગે? હું બગડી ગઇ, રખડી ગઈ, વટલી ગઇ. મ્હેં તેઓની આબરૂને ડાઘ લગાડયો, હું કુળમાં કલંક રૂપ થઈ, એટલે હવે તેઓની ઉપર મ્હારો હક શું છે? મને ઘણી વખત મન થાય છે કે મરતાં પહેલાં હું તેઓની માફી મેળવું, પણ એ બનવાજોગ નથી. તેઓ મને માફી આપી શકે નહિ; ને કદાચ માફી આપે તોપણ મને જોયા પછી ને ઓળખ્યા પછી તો તેમનાં જીગર એવાં વિંધાઈ જાય કે એ માફી પણ મને જીવતી નરકમાં લઇ જવા જેવી થઇ પડે.” આટલું કહી અમીના ચૂપ રહી.

હું તો દયાની લાગણીથી અમીનાની સ્થિતિ જોયા પછી પીગળી ગયો હતો, અને માણસ નજીવી ભૂલથી કેવા કેવા સંજોગમાં આવી પડે છે, તે વિચારમાં મશગુલ થઇ ગયો હતો, એટલામાં અમીનાએ દમ ખેંચ્યો ને તે બોલી “મહારાજ! આ વાત દુનિયામાં જાહેર કરજો કે શ્રાવણમાસની આપણને નજીવી લાગતી રમતને લીધે માત્ર તેર રૂપિયા સારૂ અમીનાનું જીવતર ઝેર થયું છે, અને દીવાળી હોળીની ઝાપટમા બળી ગઇ છે!

મ્હારૂં જે થવાનું હતું તે તો થઇ ગયું છે, પણ મ્હારો દાખલો જોઇને બીજાઓ ચેતે, અને જુગાર રમવો છોડી દે, તો તેથી પણ

મુવા પછી મને દિલાસો મળશે. અલ્લાહ! મને માફ કરો. એમ બોલતાં **અમીનાની** આંખ ફરી ગઇ! તે **નળબજારની** ગલીમાં મૂતરડી પાસે મરી ગઈ! તે નાવારસ લાસને પોલીસે ઉપડાવી દફન કરાવી!"

મહારાજની આ વાત સાંભળ્યા પછી મ્હેં કોઇ પણ જાતનો જુગાર નહિ રમવાનું પાણી મૂકયું છે.

રમતની શોખીન **મહુબાઇએ** કહ્યું:—બ્હેન, ત્હારી પેઠે હું પણ આ વાત સાંભળ્યા પછી આજથી જુગાર નહિ રમવાના સોગન ખાઉં છું, અને પોતાનાં સુખ સારૂ તથા દુઃખીયારી **અમીનાની** છેવટની ઇચ્છાને માન આપવા સારૂ સૌ લોકો મ્હારી પેઠે પ્રતિજ્ઞા લે એમ ઇચ્છું છું.



જાહેર ખબર.

# ઉત્તમ અને સસ્તાં પુસ્તકો.

એકાદશ સ્કંધ–કાચું પુઠું ૦–૪–૦ પાકું પુઠું ... ૦—૬–૬
દશમ સ્કંધ–પાકું પુઠું ... ... ... ... ૦—૯–૦
શ્રીમદ્ ભગવદ્ગીતા–ગુ૦ અર્થ સાથે કિં. બે આનાથી આઠ આના સુધી
વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ ( યોગવાસિષ્ટ ) ... ... ૦—૭–૦
શ્રીયોગવાસિષ્ટનું નિર્વાણ પ્રકરણ ... ... ૦—૩–૦
સદ્‌ગુણી બાળકો ... ... ... ... ૦—૩–૦
બાળકોની વાતો ... ... ... ... ૦—૩–૦
બાળસદ્‌બોધ ... ... ... ... ... ૦—૩–૦
આયુષ્ય વધારવાનો કીમિયો ( વૈદક પુસ્તક ) ... ૦—૫–૦
સુબોધ રત્નમાળા છત્રીશી–પૃષ્ટ ૭૨૦ (કવિતા) ... ૦–૧૪–૦
જેસંગ કાવ્ય–પૃષ્ટ ૯૦૦ પાકું પુઠું ... ... ૧—૨–૦
વસિષ્ટસાર ગીતા ... ... ... ... ૦–૧૦–૦
ક્ષાત્રપાળ પ્રતાપ ( કાવ્ય ) ... ... ... ૦—૧–૬
કથાવિનોદ ... ... ... ... ... ૦—૩–૦
ભગવાનની છબી–ઉપદેશ સાથે લીલા રંગની નવી ... ૦—૧–૦
લખવાનાં પોષ્ટ કાર્ડ–જાડાં સેંકડે ૦—૧—૬ પાતળાં ૦—૧–૦

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–કાલબાદેવીરોડ–મુંબઈ.**

અમદાવાદ શાખામાં રેલ ખર્ચ જોગી સહેજ વધુ કિંમત પડશે.

---

# દુકાળફંડ માટે જાહેર પ્રજાને સૂચના.

કોઈ પણ કોમની દયાળુ બહેનો અને બંધુઓની દુકાળ ફંડમાં પોતાની ઇચ્છામાં આવે તેટલી રકમ ભરી મદદ કરવાની હોય તેઓને પોતાનાં નામ આપી મુંબઇમાં ધી ઇન્ડીઅન સ્પીસી બેંકમાં તેમજ મજકુર બેંકની દેશાવરોની શાખાઓમાં-સૌ. જમનાબાઈ નગીનદાસ સકઈના ખાતામાં નાણાં ભરવાની નમ્રતાપૂર્વક અરજ કરવામાં આવે છે.

લી. શુભેચ્છક.

સૌ. જમનાબાઇ નગીનદાસ સકઈ,

નં. ૬૧, બાણગંગા-વાલકેશ્વર-મુંબઇ.

જાહેર ખબર.

# જીવિતદાન આપનાર સો પાળક પણ નહિ નીકળે ?

---

દીન વત્સલો ? દુષ્કાળને લીધે આશ્રમમાં અનાથોની સંખ્યા વધવા માંડી છે. અને બીજી બાજુ આ અનાથ આશ્રમની શક્તિ ઓછી છે તો શું ભૂખે મરતા અનાથોને વીલે મોઢે પાછા કાઢવા પડશે ? અરે શું એમને આપણી નજર નીચે દયાજનક રીતે મરવા દેવા ? દયાળુ સજ્જનો ! સર્વ બાજી આપનાજ હાથમાં છે. **પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. માત્ર દર માસે સાત રૂપીઆ આપનાર ધર્માત્માના નામથી** બાર વર્ષથી મ્હોટા અનાથને અને રૂ. ૩–૮–૦ આપનારના નામથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આં પૂજ્ય ભૂમિમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર ( ૧૦૦ ) પાળક પણ નહિ નીકળે ? અનાથના પ્રાણદાતા બનો અને જરૂર દયા લાવી લખોઃ—

આ સિવાય પણ આ આશ્રમને યથાશક્તિ દાન આપવાની **પ્રાર્થના** કરવામાં આવે છે.

**મંત્રી, હિન્દુ અનાથાશ્રમ–નડીઆદ.**

જાહેર ખબર.

# રૂ. ૨૫૦) માં અમરનામ.

## પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

**[ અત્યાર સુધીમાં ૩૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે. ]**

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી, આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ અપંગો વગેરેનો સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતાં લગભગ પાંચશો રૂપીઆ ખર્ચ થાય છે, તથાપિ કોઈ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ ૨૫૦ ) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપહાણની તખ્તી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરંતુ કોઈ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપશે તો એ આખું મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશું; આ મકાન આશ્રમમાંજ ઘણાજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાનશીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહિ એવી આશા છે. વધુ વિગત માટે લખો.

**મંત્રી, હિન્દુ અનાથાશ્રમ—નડીઆદ.**